# રમાંશા.





લેખક,

બહેન માણેક મદનજી.

ॐ

# રામાજ્ઞા.



લેખક

બ્હેન માણેક મદનજી નિવાસ ભાવનગર

હાલ કેશોદ.



પ્રકાશક,

શેઠ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર,

રામવીણાના પ્રકાશક મુ. કેશોદ. (કાઠીઆવાડ.)



મૂલ્ય

પાકા કપડાંના પૂંઠાંવાળાના રૂ. ૦—૪—૦ નેટ.

પાકા કાગળના પૂંઠાંવાળાના રૂ. ૦—૩—૦ નેટ.

પોષ્ટેજ જૂદું.

માત્ર ૬ પ્રત સાથે ખરીદનારનેજ એક પ્રત ભેટ

પ્રથમાવૃત્તિ. સન ૧૯૧૬ પ્રત ૧૦૦૦





અમદાવાદ-શાહપુર નવીપોળમાં આવેલા
શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં પટેલ
ડાહ્યાભાઇ દલપતરામે છાપી.



॥ ॐ ॥

# બ્રહ્માર્પણમ્.

જે સ્વાત્મરસ સુધાવડે સંપૂર્ણ રામની આ આજ્ઞાઓ છે, તે રામ-સ્વરૂપના વિવર્ત રૂપ અનંત વિશ્વપદ-પંકજે આ લઘુ લેખ સમર્પણ હો.

વિ. આપના એક વિવર્ત રૂપ બ્હેન,

**માણેક મદનજીના સીતારામ.**



## ગઝલ કવ્વાલી.

કુંકુ બની કૃશાનું, બાળ્યાં બધાંયને કાં ? ટેક
ધનની સ્પૃહા ન રાખી, નવ ધર્મ સામું જોયું
નિષ્ઠુરતા ગ્રહીને, બાળ્યાં, ૧
માણિક્ય મોતીની તેં, દરકાર ના જ કીધી
દિલ–આર્દ્રતા તજીને, બાળ્યાં. ૨
મંગુ સુની અરે ! રે ! વલખાટ બાળુનો હા !
નજરે ન જાય જોયો, બાળ્યાં. ૩
એટાલુડાંજ કંગે, એ બાલુડાં રૂવે છે
ના'વી દયા તને શું.? બાળ્યાં. ૪
ગોકુળ આખું છોડયું, ગૌલોક પ્રિય કીધો
ઝુરતાં તજ્યાં અમોને, બાળ્યાં. ૫
મણિરામ ધામમાં તું, પામો અખંડ શાંતિ
અંતિમ પ્રાર્થના એ, બાળ્યાં. ૬

જન્મ સંવત અવસાન સંવત ૧૯૭૨
અશાડ શુદી ૮ માગશર વદી ૯

ॐ ॥

# વિજ્ઞાપના.

પ્રિયતમ આત્મ સ્વરૂપ સુશીલા બ્હેનો તથા સદ્ગુણ ગ્રાહક બંધુઓ !

આ રામાજ્ઞા નામક લઘુ લેખ સ્વજન સમૂહની પરિચર્યા અર્થે પ્રગટ થાય છે. વ્હાલાઓ ? આજ્ઞા એ તો આજ્ઞા જ હો ! તેમાં વળી પ્રસ્તાવ શું કરવાનો હોય ! ના જ. તે તો વાંચતાં, સાંભળતાં, વિચારનો અવકાશ આપ્યા વગર જ પાળવી જોઈએ, અને જો એવું અનુવર્ત્તન થાય તો જ આજ્ઞાનું પણ સાફલ્ય છે. મેં મારા આત્માને જ અનુલક્ષીને રામ પ્રેરણાથી આ લઘુ લેખ લખેલ છે. અને હજુ પણ એને જ સમજાવવા મથું છું, અને આપ પણ આત્મ સ્વરૂપે અભિન્ન જ છો જેથી જો સાંભળી—સમજી વર્ત્તનમાં મેલો તો અવશ્ય આપને પણ એ ઉન્નત

પથે પ્રગતિ કરવાના સાધન રૂપ થશે જ. મારા સ્વાનુભવથી મને ખાત્રી જ છે. અને આપ સર્વને પણ એવી જ રીતે સ્વાનુભવ મળશે જ એમ દૃઢતાથી કહી શકું છું. કારણ કે વિશ્વ માત્રને એક જ રોગ લાગુ થએલ છે તે એ કે—મોહ મદિરાપાનમાં મત્ત થતાં કામ ક્રોધ લોભ રૂપી વાત પીત કફ ફાટી નીકળેલ છે. અને કાળ રૂપી પારાધી મૃત્યુ રૂપ બાણે વીંધવા સામે ઉભો જ છે. એ વ્યાધિ સર્વને સામાન્ય છે, એમાંથી બચવા રામાજ્ઞા:—ઈશ્વરી હુકમો—પ્રભુના પ્રગટ આદેશો અમલમાં મૂકવા એટલે જે પરમાત્માની ધાકથી કાળને પણ ધાસ્તી લાગે છે, અને જેના ડરે મૃત્યુ પણ કંપે છે, તે પરમ કૃપાળુ પરમેશ્વરની આજ્ઞા રૂપ હકુમત નીચે આવતાં તાકાત નથી કાળની કે સામુ પણ જોઈ શકે ! રામ.

ગ્રંથ પ્રકાશ કરવામાં સંપૂર્ણ આર્થિક સહાયતા આપનાર મારા સ્વધર્મ બન્ધુ કેશોદ નિવાસી ભાઇ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર જેઓ નિત્ય સત્કાર્યોમાં કટીબદ્ધ જ છે, અને હર હમેશ ભગવદ્ ભજનમાં ગુલતાન રહી–રામ પ્રેમ પિયુષ પીયે છે અને અનેકને પાય છે તેમણે મહાન સુહૃદયતા દર્શાવી છે. ભાઇ પાસેથી મ્હેન તો લેવા પાત્ર જ છે માટે આભાર માનું તો કદાચ એ ભાઇને નહિ ગમે એમ જાણી આટલો ઉલ્લેખ કરી વિરમું છું.

જુનાગઢ નિવાસી નાગર ગૃહસ્થ મારા ધર્મ બંધુ નવનિધિરાય ઇચ્છાશંકર ઝીકાણીએ આ પુસ્તક પ્રકટ કરવાની સર્વ વ્યવસ્થા પોતાને શીર લઇ મને ઉપકૃત કરેલ છે. તે ભાઇનો એવો પરોપકારી સ્વભાવ છે એટલે એમને તો સહજ છે, છતાં મારા પર મોટો

આભાર છે અને તે ખાતે બેનના અનંત આશીર્વાદ છે. રામ.

મેટર લખવામાં સાસણ–ગીર સ્કુલમાસ્તર ભાઇ ડાહ્યાલાલ આણંદજીએ જે શ્રમ ઉઠાવ્યો છે તે ખાતે ધન્યવાદ દઇ આભાર પ્રદર્શિત કરૂં છું. રામ.

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ૐ ॥

કેશોદ, (કાઠિયાવાડ)<br>સંવત ૧૯૭૨<br>માઘ વસંતપંચમી.

લી.<br>માણેક મહનજી.



॥ ૐ ॥

# રામાજ્ઞા (રામ-આજ્ઞા.)

---

## આજ્ઞા ૧ લી.

### મિથ્યાભિમાન છોડ.

પ્રિય આત્મન્! અંતર્યામિ રામ હૃદયસ્થ રહીને પવિત્ર પ્રજ્ઞારૂપ ધ્વનિ વડે સૂચન કરે છે કેઃ—"જે મારે પગલે ચાલશે અર્થાત મને અનુસરશે, અનન્ય ભાવે શરણુત્વ ગ્રહણ કરી પંથસ્થ થશે, તેનો માર્ગ કદીપણ લેશ અંધકાર–અજ્ઞાનમાંથી નીકળવાનો નથી". પ્રિય! જોયું કે?—પ્રભુ શું કહે છે એ સાંભળ્યું? જો ન સાંભળ્યું હોય તો સાંભળ, અને સાંભળ્યું હોય તો વિચાર કર, વિચારી

આચરણમાં મૂક; તારૂં કલ્યાણ તને શોધતું સામું જ આવે છે, એ દૃઢ નિશ્ચય રાખજે.
રામ. એમાંથી સમજવાનું એજ છે કે જો તારે ખરેખરી રીતે યથાવત જ્ઞાની થવું હોય–સમજુ બનવું હોય–તારા આત્માને ગાઢ મોહરૂપી અંધકારમાંથી ઉદ્ધારવો હોય તો પ્રભુનાં જે વર્ત્તનો, અત્યંત શુદ્ધ–નિર્મળ છે તેનું સર્વદા અનુકરણ કરવું જ જોઇએ; માત્ર બહારની ટાપટીપ–ઠાઠમાઠ–ડોળડીમાક કશો પણ કામનો નથી. આડંબર ચાલે એમ નથી. અંતઃકરણની શુદ્ધિ ખાસ આવશ્યક છે, ઉપરના ઓપની જરૂર જ નથી, પરંતુ તત્વે લગડી જ જોઇએ. જ્યાં લગી વિશુદ્ધ ચિત્ત ન થાય ત્યાં લગી બધું જ નકામું. પ્રભુ પણ "**करत सुरत सो बार हियेकी, रहत न प्रभु चित्त चुक कीयेकी**" એમ જ કરે છે.
શારિરીક ધર્મ વડે—શારિર સ્વભાવ વડે

શરિરથી ભૂલ થઇ જાય તેની યાદી રામને રહેતી નથી. પરંતુ સો વાર એટલે અનંત વાર રામ નિજ જનનું હૃદય તો નક્કી તપાસે છે જ. તો બાપુ! વિચાર કર કે જે ચોપડો શેઠ સો વાર તપાસે તે ચોપડો મુનીમે કેવો તૈયાર રાખવો જોઇએ. જરા પણ ગોટાળો ન જ ચાલે હો. માટે પ્રભુની આજ્ઞા છે કેઃ—ચિત્ત શુદ્ધ કરો—ચિત્ત શુદ્ધ કરો. રામ. વળી રામ કહે છે કે—વ્હાલા! વિચારો. "મફતના વાદ મને પ્રિય નથી." ઇશ્વરના સગુણ—નિર્ગુણ—સ્વરૂપાદિ વિષયક વાદવિવાદમાં માત્ર અર્થ રહિત શબ્દ—ગાંભીર્ય બતાવવું, અને નમ્રતા—દીનતા જે પ્રભુને ખાસ પ્રિય છે તેથી રહિત રહી રઝળવું એથી રામને અકારા જ થઇ પડીયે હો! માટે એ ભૂલમાંથી તારે અવશ્ય બચવું જ ઘટે છે. સદા નમ્ર—વિનીત ભાવે સર્વનો થઈ જા. રામ તારી પાસે જ

રમે છે. પ્રિય જીગર ! મહાન ભાંખાં લચ લેક્ચરો અર્થાત ભાષણો ભસવાં અને પાંડિત્ય બતાવવું એ વૃથા જ છે, એ પાંડિત્યમાં પલીતો મુક અને પ્રભુની આજ્ઞા પાળ. તે આજ્ઞા તે એજ કે લાખ વાતો કરવા કરતાં એક પણ આચરણ કરી બતાવ. આચરણ એજ જીવ છે. વાતો એતો જીવ વગરના મુડદાં જેવી છે. માટે ફોકટની ગપો મારી જીભ રસ લેવામાં સ્વાદિયો ન થા. પંડીતાઇ અને પ્રમાણીકતા–પવિત્રતા એને આસ્માન જમીન જેટલું છેટું છે. માટે ઠગા મા. ઉંચા સદ્દગુણોવાળું જીવન ગાળ. તારૂં સુખ તને ગોતે છે. રામ. કોઇ પણ બુરૂં કામ મન વાણી કાયાથી થઇ જાય તે વિષે પાછળથી પસ્તાવો કરવો એ સંબંધે વિસ્તાર વિવેચન કરનાર ને સાંભળનાર કરતાં પ્રભુ કહે છે કે:—પસ્તાવો

કરનાર મને પ્રિય છે માટે બહુ કહેવા કરતાં કરવાનું શીખવું એમાં જ રામ રાજી છે. રામ.

પ્રિય બંધુ ! કદી તમામ વેદ—શાસ્ત્ર પુરાણો તારે મુખે પાઠેજ હોય તથા સર્વ મહાન પુરૂષોનાં—સંતોનાં—મહાત્માઓનાં સિદ્ધાંત વાકયો તારી જીભેજ હોય છતાં પણ જ્યાં લગી તારા હૃદયમાં પ્રભુ પ્રેમનો પ્રકાશ નથી ત્યાં લગી તારૂં બધું વિદ્વતાનું ગુમાન એકડા વગરના મીડાં જેવું જ છે—ફોકટ છે. તેથી બાપુડા ! સમજ. સમજ, પ્રભુ-પ્રેમ રાખ—વધાર—ઝળકાવ—છોળાવ; શાંતિ તારી સમીપ જ છે. પ્રભુપર પ્રેમ રાખી પ્રભુનું જ સેવન કરવું. સેવન કરવું એટલે માત્ર ટોકરી બજાવી બેસી રહેવું એટલું જ નહિ. " શામલિયા ! ઠાકુરકી પૂજા કીઇ કે ? જી હા ! મહારાજ દો ઠોકા લગા લીયા, તદતો ઠીક

સાલો પાપ કટયો." એવી સેવાથી કશું પણ વળે નહિ એતો ફોફાં જ સમજવાં. ખરૂં સેવન–સાચી સેવા તો પ્રભુનાં મહાન બિર્દો—બાનાંને તારે જ ધારણ કરવાં, દીનદયાળુ થવું રંક, રંજન થવું, પતિત પાવન થવું, નોધારાનો આધાર થવું, અશરણનું શરણ થવું, અધમનો ઉદ્ધારનાર થવું એથી જ પ્રભુની સત્ય સેવા થઇ શકે છે. એવી સેવા ન થાય અને માત્ર શાસ્ત્રાર્થનાં ચુંથણામાં જ રહી જવાય તો નક્કી જાણજે કે બારે બુડયાં. આ જાતની સર્વોત્કૃષ્ટ સેવા વિના બીજું જે કાંઇ માત્ર મુખે ભડભડવું એતો બાપુ ! મિથ્યાભિમાન જ છે. " સંસારને લાત માર " એનો અર્થ એવો નથી કે:—કોઇ પણ જડ ચેતનનો તિરસ્કાર કર. ના ભાઇ ! એમ ન થાય. પણ એનો અર્થ એજ કે—સંસારિક સુખ જે ઝાંઝવાના જળ જેવાં છે, તેને લાત

માર—તેની આશાને હાંકી મૂક અને મોક્ષ માર્ગની તૈયારી કર. એજ ખરી નિપુણતા છે, માનવ જન્મનું એજ ફળ છે. ચળ એવી લક્ષ્મીની તૃષ્ણા રાખી તેને માટે રડવડીયાં લેવાં એતો મુર્ખતા જ છે. કોઇની છાતી ઉપર લક્ષ્મીના ગાંસડા મુકાયા જ નથી. તેમજ જન-સમાજ કે રાજ—સમાજનાં માન-પાનની લા-લચ રાખવી અને બડેખાં થવાની ઇચ્છા વડે હડુહડુ થવું તે તો ભાઇ ! ગદ્ધાના ભાઇ થવા જેવું કાર્ય છે. વ્હાલા ! શારિરીક ભો-ગો ભોગવવા મનોરથો પુરા પાડવા તરફ લક્ષ ન રાખ; એમાંથી તો અંતે હાની જ છે, કારણ કે—ભોગેચ્છા એજ આત્માનો કટ્ટોશત્રુ છે અને અનંત કાળથી જીવને એણે જ બંધ-નમાં જ બાંધેલ છે, એ સજા શું ઓછી છે ? તો બંધુ ! વિચાર કરી જો કે—જે કાર્ય વડે ભયંકર સજા ખમવી પડે છે,

તે કાર્ય કરવું તે જેસના ભાઈ વગર બીજો કોઇ કરે ખરો ? રામ.

પ્રિય જીવન ! ભલે ચિરઃકાળ જીવ પરંતુ તારૂં જીવન નિત્ય વિશુદ્ધ રાખ—કારણકે વિશુદ્ધતા વિનાના જીવન કરતાં મરણ શ્રેયસ્કર જ છે. આ સંસાર તો એક ધર્મશાળા છે, માત્ર રાત્રીવાસ જ ત્યાં કરવાનો છે પુગવાનું ધામ તો બીજું જ છે, માટે ધર્મશાળામાં મોહ ન રાખ, પરંતુ આપને ઘેર શું મુખ લઇ જવાનું છે તેનો વિચાર નિરંતર રાખ. રામ. વિનાશી વસ્તુમાં પ્રેમ બાંધી અવિનાશી ગુમાવવું એતો હીરાને બદલે કાચ—ચિંતામણીને બદલે ચણોઠી અને સાકરને બદલે સોમલ લેવા જેવું છે. બેવકુફના સરદાર વિના એવો ધંધો કોણ આદરે ? રામ ભાઈ ! કદી બ્રહ્માના જેટલું આયુષ્ય મળે તો પણ તેટલા આયુષ્ય

વડે પણ જોવાથી કે સાંભળવાથી અર્થાત ઇંદ્રિય—મનના ભોગો ભોગવવાથી કદી પણ તૃપ્તિ થવાની જ નથી, એ કદી પણ ભૂલવું નહિ. રામ. પ્રિય ! આ સર્વ દૃશ્ય સ્વપ્નવત જ જાણજે અને જાણીને તે પ્રમાણે વર્તજે અર્થાત દૃશ્યમાં રહેલી આસક્તિને હાંકી મેલજે અને જે અદૃશ્ય મહાન તત્ત્વ છે, જેમાં તત્ત્વજ્ઞો ડુબાડુબ રહે છે તેમાં ડુબી જવા પ્રયાસ સર્વ ભાવથી આદરજે. જો એમ નહિ બને તો નક્કી જાણજે કે તેં તારા આત્માને હાથે કરીને અધોગતિ આપી અને પ્રભુપ્રેમ ગુમાવ્યો; પરમાત્માના પરમ અંશ આત્માને અધોગતિએ પુગાડવો એના જેવું અન્ય પાપ નથી અને પ્રભુપ્રેમ ખોવો એના જેવી બીજી હાની નથી માટે ચેત ! રામ.



# આજ્ઞા ૨ જી.

## અનહંકારી થા.

પ્રભુ ધાક રાખ. માત્ર જ્ઞાનની જીજ્ઞાસા તારો છૂટકો નહિ કરી શકે માટે " જુલમ મત કર, ખુદાસેં ડર " શાંત થા, શાંત ! જરા સાંભળ! અભિમાની ન થા. અભિમાની થઇ તત્ત્વજ્ઞ થવાતું જ નથી. આત્માનો આ-દર કર, આત્માનો—રામનો નિરાદર કરી—અહંકાર વડ ભુગોળ–ખગોળ–ભુસ્તરકુસ્તર વિદ્યાનાં ફોતરાં ખાંડનાર તત્ત્વજ્ઞાનાના અભિ-માની કરતાં એવા તત્ત્વજ્ઞાની જેને જડ—બેવકુફ કહે તેવો થોડું સમજનાર પણ પ્રભુ પરાયણ રહી પ્રભુના સદ્દગુણોનું અનુકરણ કરવારૂપ સેવક હજાર દરજ્જે ઉત્તમ છે, ભાઇ! જ્ઞાનીપણાનું ફોકટ ગુમાન કશા પણ

કામનું નથી, ખરેખરી રીતે જેને સ્વાત્માનુભવ થાય તેની દશા કેવી હોય તે તને કહું કે ? હા ! હા ! તેતો અતિશય નમૃ–વિનયવાન–દીનભાવ ધારણ કરનાર જ હોય છે લોક નિંદા સ્તુતિથી તેને શોક હર્ષ થતાં જ નથી અરે ! સત્ય કહું તો એ લૌકિક નિંદા સ્તુતિ તેને કાને જ પડતાં નથી. સૂર્ય નજીક જેમ અંધકાર જતો નથી તેમ–ફળેલ વૃક્ષ નમે તેમ તે સ્વાત્માનુભવી નમતો જ જાય છે. રામ.

બ્રહ્માંડોના અનંત તત્વનું જ્ઞાન હોય પણ જો દયાનો છાંટો ન હોય તો એ જ્ઞાન રામની હજુરમાં શું ઉપયોગનું છે ? રામ કાંઇ એવા જ્ઞાનનો–લુખા જ્ઞાનનો ભૂખ્યો નથી તે તો દયાસિંધુ છે. માટે જો તારામાં દયાનો લેશ પણ અંશ હશે તો રામ રાજી થશે. ધુળમાં સુવર્ણનો અંશ દેખી સોનાર ઝટ તે

ધુળ ઝડપે છે તેમ દયાળુ રામ તારામાં દયા દેખશે તો તાત્કાળ પોતામાં મેળવશે. રામ.

અતિ ચૈતન્યતા એજ જડતા અને અતિ જડતા એજ ચૈતન્યતા એ સિદ્ધાંત જ સમજજે હો. જો કે પ્રાથમીક રીતે એ વાત તારે ગળે નહિ ઉતરે પરંતુ દષ્ટાંતથી કે:-લીંબડો કડવો છે પરંતુ તેનુંજ જો ઘન બનાવીશ ને ચાખીશ તો તે ગળચટું લાગશે તેમ સાકર ગળી છે છતાં સાકરનું ખાસ સત્વ જો વધુ ખાઇશ તો કડવાશ જ લાગશે. એ સ્વાનુભવી દષ્ટાંત વડે ઉપરનો સિદ્ધાંત સમજી જા અને અતિ જ્ઞાન અર્થે દોડાદોડ ન કર. અતિ જ્ઞાન લાલસા એજ મૂઢતાનું બીજું રૂપછે. રામ.

અન્યની પાસે પંડિતમાં લેખાવામાં તથા વિશ્વમાં ચતુર તરીકે પંકાવામાં ઘણા વિદ્વાનો આનંદ માને છે પણ જરા આંખ ઉઘાડીને જો, તો જણાશે કે—એવાં ઉપલક જ્ઞાનના

ચૂંથણાંથી આત્મલાભ કદી પણ મળતો જ નથી. મુક્તિમાર્ગના ઉપયોગમાં આવે એવાં રહસ્યો મુકી પ્રાપંચિક જ્ઞાન વધારવામાં હૈયાપીટ કરવી એ કામધેનુ તજી ગધેડી દોહવા જેવું છે. રામ.

શબ્દજાળમાં સપડાવાથી આત્માનંદ પ્રાપ્ત કરી શકાતો જ નથી. સત્ય પંથે જીવન–સાફલ્ય કરાય તો જ સાચું સુખ જડે છે, જીવન કમની નિર્મળતા અને હૃદયની વિશુદ્ધતા એજ પ્રભુ કૃપાપાત્ર થવાની ખાસ જામીનગીરી છે; અન્ય સાધન મિથ્યા જ છે. રામ.

ઉચ્ચતમ વિશુદ્ધ જીવન તારૂં થાય–વિશુદ્ધતાનું અનુકરણ થાય, નિરહંકારી રહેવાય તો રામરાજ્યમાં પ્રવેશતાં કશી પણ કસોટી—વિઘ્ન તને કદી પણ આવવાનાં જ નથી, એ નક્કી માન, રામ.

ભાઇ ! ઉપરની વાતો ધ્યાનમાં રાખ. તારી ચાતુર્યતા નિપુણતાનો અભિમાની ન થા. પ્રભુ કૃપાથી જેટલું જ્ઞાન જડે તેટલા વડે તું વધારેમાં વધારે નમ્રતા રાખવાની સાવચેતી રાખજે, તારો બેડો પાર છે. પંખી સાગરમાંથી ચાંચ બોળી અભિમાની થાય કે સાગર મેં પીધો તો તે માત્ર પંખીની અણ-સમજ છે. તેમ તું જો જ્ઞાન-લેશ વડે છકી જાય કે "હું બહુ જ્ઞાની છું" તો તું મુર્ખ મણી જ છે હો. રામ.

"હું ડાહ્યો છું" એવું ઘમંડ રાખીશ મા. પણ "હું હજુ બહુ અજાણ છું" એમ શુદ્ધ ભાવથી સમજજે. તું વધુ જ્ઞાની છે એમ કાં માન? મુર્ખ તારા કરતાં જ્ઞાન-નિધિ અને વિદ્વતાના દરિયા પણ પડયા છે; "પૃથ્વી વિશાળ વળી કાળ અનંત ભાસે" તેમાં તું કોણ? રામ, કોઇ પણ વિષયનું તારે સત્ય

જ્ઞાન, સાચી સમજણ, મેળવવી હોય તો તેનો એક જ રસ્તો છે કે–તારે "હું તો અજાણ છું" એવું ખરા જીગરથી માનવું અને તારા વખાણની જેમ ઓછી આશા રાખીશ તેમ સાચો જ્ઞાની થઇશ. ખરેખરૂં આત્મજ્ઞાન તો પોતાના જ વિષે વિચારમાંથી મળે છે, માટે "હું કોણછું" એ વિષયનો નિરંતર દૃઢતા પૂર્વક વિચાર અને અભ્યાસ કર્યા કર. રામ.
"હું તો અલ્પ છું" "બીજા સર્વ મહાન છે" એવા વિચારની માળા મત્સરરહિતપણે ફેરવ્યા કર. સર્વમાં ઉત્તમતા જોવી અને પોતામાં કનિષ્ઠતા દેખવી એ શુદ્ધ વિજ્ઞાન સંપાદન કરવાનો મહાન માર્ગ; છે. રામ
કોઇનું ભયંકર પાપ ભાળી જા કે મહાદોષ દેખી જા તો પણ તેનાથી તું શ્રેષ્ઠ છે એવો અહંકાર આણીશ મા; કારણકે–તારે

શ્રેષ્ઠતા ક્યાં લગી ટકશે તે તું નથી જાણતો માત્ર રામ જાણે છે. રામ.

માનવ સ્વભાવજ દોષ પાત્ર છે માટે તારે નિર્દોષતાના અભિમાનમાં ન પડવું પણ પોતાનું પાપીષ્ટપણું જાણી નિત્ય દિનતા રાખ. અહંભાવ જ સત્યાનાશ કાઢનાર છે, વિજ્ઞાનની લીલી વાડીને બાળી ભસ્મ કરનાર અહંભાવ જ ખાસ અગ્નિ છે. માટે સાવધાન !

---

## આજ્ઞા ૩ ૭.

### સન્માર્ગસ્થ થા.

બંધુ ! તારા સત્યસ્વરૂપનું સ્પષ્ટ ભાન પામી જા, અને એ સત્ય તેજ સાચો બોધ સમજ. નકામા અક્ષરો અને શબ્દો-વાકયો-ની જાળમાં ફસી જા નહિ. એતો બધું મિથ્યા

છે; સત્ય તો એક જ તારૂં સ્વરૂપ છે, તેનો અનુભવ મેળવ; એજ શાશ્વત છે. મનની કલ્પનાઓને વશ થનો ના એતો તને છેતરનારી છે. તેનાથી–કલ્પનાઓથી—તર્કથી સત્ય પ્રભુનું પારખું થતું જ નથી, જે વસ્તુ દુર્બોધ અને ગૂઢતમ છે, જે માત્ર સ્વાનુભવે જ સમજી શકાય છે. તેને અર્થે વિતંડાવાદ અને ફોકટ તકરાર રૂપી ફાંફાં મારવામાં શું લાભ છે ? તારાં પવિત્ર કર્મો જ માત્ર પ્રભુ તપાસવાનો છે તારી વિતંડા શક્તિ તે તપાસવાનો જ નથી, તેને માટે તને ઠપકઃપાત્ર ગણવાનો જ નથી, ગૂઢતમ તત્વ તો પ્રભુ પોતે જ દુર્બોધ—અવિજ્ઞેય—કહે છે. અને વેદ "નેતિ" કહે છે તેમાં તારો તર્કવાદ ન જ પુગી શકે એ સ્વ.ભાવિક છે. માટે તકરાર છોડ. અનુભવ મેળવ, તે જ તને ઉપયોગી થશે, ન્યાય–વૈશેષિક—સાંખ્ય

યોગાદિના શુષ્ક તર્કવાદ તારે કર્ત્તવ્ય નથી. રામ. ઢંગ રાખ–ઢીલો ન થા. પ્રભુ કહે છે કેઃ—જેને શબ્દ બ્રહ્મની સ્વાનુભવે સમજ પડી તે નક્કી વિકલ્પ જાળમાંથી મોકળો થાય છે જ, માત્ર એક ૐકારમાંથી સર્વની ઉત્પત્તિ અને પાછો તેમાં જ સર્વનો વિલય છે. તે આદિ શબ્દ જ સર્વ ઉચ્ચારે છે, જરા ધ્યાન દઈ સાંભળ પ્રભુનાં પ્રતિક રૂપ એ શબ્દ જ સર્વ જંતુ–બોલી રહ્યાં છે. તે નાદ સાંભળ પણ તું તો તારા આંતરઃ વિકલ્પોના ઘોંઘાટમાં પડયો છે તેથી જ તને તે મહાન ધ્વનિ સંભળાતો નથી. જરા સ્થિર—શાંત થા અને ઘોર ગર્જના ઝટ તારે કાને પડશે. તારા દિવ્ય શ્રવણ એ ઝટ સાંભળશે. અને પોતાના અનહદ નાદમાં તને ડુબાવી ગરકાવ કરશે. રામ. જો એ મહાન ધ્વનિ ધ્વનિત ન થતો

હોયતો કોઇ પ્રાણીથી કાંઇ પણ કરી ન જ શકાય. બૉઇલરમાંથી મોટા પંપમાં જો વરાળનો જથ્થો ધસારો બંધ ન આવે તો યંત્રના સર્વ વિભાગ તુરત ક્રિયા કરતા બંધ થાય છે, તેમ જ આ સમષ્ટિ પ્રવાહ રૂપ અનહદ ધ્વનિ વડે જ સર્વ કોઇ સર્વ પ્રકારની ક્રિયાઓ કરી શકે છે. બાપુ જરા સુક્ષ્મતાથી નિરીક્ષણ કરી જો તો તને જણાશે કે—માત્ર ચેતન પ્રાણી જ નહિ પરંતુ જડમાં પણ એ મહાન નાદ સર્વત્ર ધુમી રહેલ છે. રામ. જે કોઇ સર્વને પ્રભુમાં અને પ્રભુને સર્વમાં અર્થાત પોતાને બધામાં તથા બધાને પોતામાં જુએ છે તે જ માત્ર સત્ય દેખે છે. બીજા તો દેખતા છતાં પણ અંધ જ છે. એવી અંધતામાં તારે ન રહેવું પરંતુ સત્ય દેખનાર થવું, એવી રીતે સત્ય પ્રભુનું દર્શન કરી તેની પાસે માગણી

કર કેઃ—" ઓ દયાળુ ? ઓ કરૂણાળુ ! હે ! આનંદઘન ? હે ? સત્સ્વરૂપ પ્રભુ ! મને તારી અખૂટ કરૂણાનો સ્વાદ ચખાડ-તારામાં, જળમાં જળની પેઠે-સોનામાં સોનાની પેઠે-તેજમાં તેજની પેઠે ઝટ મેળવી દે. હે ! કૃપાઘન ! હવે તો બધામાં મને નિર્વેદ જ થાય છે. કશું ગમતું જ નથી, કારણ કે કોઇમાં પણ સત્ય અનુભવાતું નથી. તેથી સર્વ ભણીથી પાછી વળેલ મારી ઇચ્છા હવે તો તારા ભણી જ ધસારો કરી આવે છે. તો આવતા નદીના પ્રવાહને પોતામાં સ્થાન આપી સમુદ્ર જેમ અચળ કરે છે તેમ મને પણ તારામાં અચળ બનાવ. રામ. હે ! વિશ્વના ઉથલપાથલ કરનારાઓ ! ધર્મવેત્તાઓ ? ધર્મ બોધકો ! શાંત ! ચૂપ રહો ! મૌન પકડો ! મને જરા પ્રિયતમ પ્રભુની સાથે ઐક્યાનુભવનો લ્હાવો લેવા દો—

માસ પવિત્ર પ્રભુની આજ્ઞા સાંભળવા દો. એ સહેજ.ત જરા લૂટવા દો અને સહજ સમાગમમાં સ્વાનંદ—સાગરમાં ઝીલવા દો." રામ.

---

## ચાજ્ઞા ૪ થી.

### સ્વાત્માનુભવ કર.

પ્રિય ! સ્વયમેવ આત્માનો જેમ જેમ મનુષ્ય અનુરાગી થતો જાય, વધારે નિકટમાં નિકટ આત્માની આવતો જાય, તથા આંતરઃ શુદ્ધિ અને સાદાઈમાં રહેવા માંડે તેમ તેમ તેને વધારેમાં વધારે શ્રેષ્ઠ જ્ઞાન સર્વ પદાર્થોનું સહજ સ્ફુરાયમાન થાય છે. કારણ કે—તેના બુદ્ધિ—ગૃહમાં આત્માનો અવિચ્છિન્ન પ્રકાશ પડવા માંડે છે, અંધકાર નાશ પામે છે,

પ્રભુ કહે છે કે–" जेहि जाने जग जाइ हे राइ " એનું રહસ્ય પણ એજ છે માટે સ્વાનુભવસિદ્ધ થા. રામ. જે આત્મા વિશુદ્ધ છે, છળથી રહિત છે, ભેદ વિનાનો છે, અભેદનો અનુભવી દૃઢ છે, તે અનેક જાળમાં ગુંથાએલ લાગે છે તોપણુ સર્વદા છૂટો જ છે કારણુ કે તેનાં સર્વ કર્મો પ્રભુ પરાયણુતાથી ઇશ્વરાર્પણુ જ થાય છે, સ્પૃહા રહિત હોવાથી તેનો અંતરાત્મા શાંત–સુસ્થિર જ હોય છે. અને કોઈ પણ કાર્યમાં પોતાનો સ્વાર્થ રાખતો જ નથી, નિઃસ્વાર્થ-તા જ સર્વ સાધનમાં શિરોમણી છે. સ્વાર્થ ત્યાગ વડે જ સ્વ–સં–વેદ્ય પ્રભુ પ્રત્યક્ષ થાયછે, માટે સ્વાર્થ–કીચડમાંથી બહાર નીકળ અને નિઃસ્વાર્થી થા, ત્યાગી થા, ઉઠ ! રામ.

પ્રિય પંથી ! તારા અંતઃકરણુની અણુ-

અનુભવેલી કામ વાસના એજ તને આત્માનુ-ભવનું દર્શન થવામાં મોટો પડદો છે, એ પડદાને ફાડી નાંખ, ટેરો ત્રોડી પાડ, માત્ર કામરૂપી પુજારીએ પાડેલો ટેરો એજ તારા અને પ્રભુ વચ્ચે અંતરાય છે. ભુંડા ! કામ-રૂપી પુજારીની પ્રાર્થના શું કરે છે? તારૂં સામર્થ્ય નથી? એતો **પૂજાનો અરિ** જ છે, અને તું તો પ્રભુનો પૂત્ર—તેનો અંશ જ હોવાથી તદ્રુપ છે. તારી અને પ્રભુની વચ્ચે ટેરો પા-ડનાર એ પાપી કોણ ગણત્રીમાં છે? ફાડ ટેરો અને નિરખ પ્રભુને. રામ.

જેને બહારનાં અનંત કાર્યો કરવાનાં હોય છે, તે ઘરનાં કામ ઝટ આટોપી લઇ તાત્કાળ જ તેનો નિકાલ કરી નાંખે છે તેમ જ બાપુ ! તારે જગત્ સેવાના મહાન બહિર કાર્યો કરવાનાં છે, માટે મનમાંથી સંકલ્પ વિ-

કલ્પ રૂપ કાર્યોને ઝટ પતાવી દે, ત્યારે જ તું સ્વધર્મનિષ્ઠ બની શકીશ ,ત્યારે તારી ભલાઇનું ભાવમય ભોજન ભવજળ બુડતા ભૂખ્યાને ભાવશે અને તેઓ બચશે. રામ.

મર્યાદા રહિત આશાઓ જેમ દોરે તેમ દોરાઈ જા મા, નચાવે તેમ સુંડાના વાંદરાની પેઠે નાચ કર મા. વિવેક બુદ્ધિ રાખ–વિવેક રૂપ મહારાજા મહાન અને ન્યાયી સત્યનો સરદાર છે. તેની આજ્ઞામાં રહે, અને તેની આજ્ઞામાં રહેતાં સર્વ પદાર્થ પર અધિકાર ભોગવ. રામ.

બાપુડા ! તારે મહાન યુદ્ધમાં મચવાનું છે, તોપના ગલોલ્લાની સામે દોડનાર કરતાં પણ તારે મહાન વિરત્વ દાખવવાનું છે, કારણ કે સ્વાત્મ વશ્ય કરવા મથવું છે. લૌકિક યુદ્ધમાં જનાર તો યુદ્ધમાં જઇ શત્રુને હાથે

મરે છે પરંતુ તારે તો પ્રથમથી જ તારૂં માથું વાઢી તારી બગલમાં મારવું છે, પેટમાં કટા-રી પ્રથમથી જ ઘોંચવાની છે મરણ આગમી દરીયામાં પ્રથમ જ બુડી મરવાનું છે. ભાઇ ! એ તુમુલ યુદ્ધમાં ઉતરતા આટલું સાધન પ્રથમથી કરી લેનારને પાછળથી કશો પણ ભય રહેતો નથી. અને વિજય પણ તે જ પામે છે. તું તેવો થા, આત્મ વિજયી બની જા, એક જ ઉદ્દેશ હૃદયમાં રાખ, ધસ, ખ-સ મા. રામ.

ભાઇ ! આપણા વ્યવહારમાં સંપૂર્ણતાની ટોચે પુગતાં પણ કાંઇને કાંઈ અપૂર્ણતા અવ-શ્ય રહેવાની જ. વ્યવહારિક જ્ઞાન એ અજ્ઞાનના અભાવવાળું છે જ નહિ. માત્ર મહાન પ્રભુના જ્ઞાનમાં જ અજ્ઞાનનો અભાવ છે. રામ.

વિદ્વતાના આડંબરમાં રહી ન જા, એવા

ધતીંગ કરતાં તો જરા પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એજ સત્ય માર્ગ છે.

પણ એથી એવું ન સમજીશ કે વિદ્વતાને હડસેલી દેવી. ના, ના, સર્વ જ્ઞાનના કણ તો અતિ કંજુસાઈથી સંગ્રહવા જ પડે, પ્રભુની એ આજ્ઞા જ છે, પણ એટલું જ સમજવાનું છે કે ઐહિક પદાર્થના જ્ઞાનના લોભે આંતરઃ શુદ્ધિ અને સદાચારવાળું જીવન ગુમાવી ન બેસવું. રામ.

કેટલાક મૂર્ખાઓ પોતાનું ઉચ્ચતર જીવન બનાવવાને બદલે માત્ર જ્ઞાન મેળવવા યત્નવાન થાય છે, અને એવાં જ્ઞાનમાંથી લકુંઓ લેવા ચહે છે, પરંતુ યાદ રાખજે કે—જ્યારે કાચબાની પીઠપર વાળ જામશે, રેતીમાંથી તેલ નીકળશે, અને મૃગ જળથી તૃષા ટળશે, ત્યારે પણ, એવાં શુષ્ક જ્ઞાનમાં કશો લાભ

નહિ જ મળે, છેતરાવું જ પડશે. જ્ઞાન અફળ અગર તો ઉલટું વિફળ થશે. પથ્ય પાળ્યા વિના ખાધેલી માત્રા જેમ ઉલટી વિકાર ઉત્પન્ન કરે છે તેમ જીવન-શ્રેણી શુદ્ધતર કર્યા વિના જ્ઞાન નુકશાનકારક જ થશે. રામ.

બહુ પ્રશ્નો પૂછવામાં-શ્લેષ ઉઠાવવામાં શંકાઓ કરવામાં જેટલી મહેનત લેવાય છે, તેટલી બાપલા ! જો તારા દોષોના મૂળ ખોદવામાં અને પવિત્ર ભાવનાઓ હૃદયમાં ઉદય કરી તે મુજબ આચરણ કરવામાં મહેનત લે તો તને શું નુકશાન છે ? જરા પણ નહિ. તારામાં શક્તિ તો છે, પરંતુ તે ઉંધે રસ્તે તું વાપરી નાંખે છે. નદીમાં જળ તો છે પરંતુ ખાર સમુદ્રમાં ચાલ્યું જાય છે; તેને બંધ બાંધી ખેતરમાં વાળવું, અને ખૂબ અનાજ પકવવું, એ તારૂં કર્ત્તવ્ય છે જો તું એટલું કરી શકે તો ઘણું છે.

એથી તારી પોતાની સુધારણા સાથે વિશ્વમાંથી પણ મહાન કુચલીને તું હાંકી કાઢી શકીશ, ધર્મમાં શીથિલતા–ઠંડાઇ છે તે સ્થાને ઉત્તેજીતતા અર્પી શકીશ અને અનાચારને ધકેલી દઈ શકીશ. ભાઇરે ! પ્રભુ જ્યારે તારો અંતિમ ન્યાય કરશે ત્યારે તેં શું વાંચ્યું ? શું સાંભળ્યું ? કેવા પ્રશ્નો કર્યા ? અને કેવી શંકાઓ ઉઠાવી એવા નકામા સવાલો પ્રભુ તને નહિ પૂછે પરંતુ તેં શું શું કર્યું એતો રામ ખાસ તપાસશે જ. તેં કેવાં ભાષણો ભર્યાં એ જોવા કરતાં તારે હાથે કેવાં સત્ કૃત્યો થયાં એ જોવાનું પ્રભુને વધુ પ્રસન્ન છે. ધાર્મિક જીવન કેટલી શ્રેષ્ઠતાથી તેં ગાળ્યું તેનો તપાસ કરવાનું પ્રભુને વધુ પ્રિયછે. રામ.

એવા વિદ્વતા અને પંડિતાઇના અભિમાનિઓ રાખમાં મળી ગયા, તે કેટલા ? તેની

આજ સંખ્યા પણ કાઢી શકાતી નથી. પરંતુ ધાર્મિક જીવન ગાળનાર પોતાનું અને જગતનું પરમ કલ્યાણ સાધી પ્રભુમાં મળ્યા છે, તેના ઉત્તમ ચારિત્રોનાં ગુણગાન આજ લાખો વર્ષ થયાં વિશ્વરમાં ગવાય છે અને તેમના નામ પર ધન્યવાદ વરસે છે. રામ.

બીજાઓને બતાવવાનું પાંડીત્ય તે કાંઇ શુદ્ધ પાંડિત્ય નથી જ એવા ઘણા થયા, થાય છે, અને થશે, પરંતુ બોધજીવન તેઓનું સમજવું. રામ.

જગમાં જશ પ્રાપ્ત કરવા મથવું એ મુર્ખતાની સીમાજ છે કારણ કે જગત્ પોતે જ ક્ષણભંગુર, તો યશ ક્યાંથી અવિચળ હોય ? એના કરતાં તો વિદ્વતા—પાંડીત્ય પ્રમાણે જીવન પણ આદર્શ રૂપ જ કરવું જોઇએ. એવું થાય તો જ ભણતરનું સાર્થક થાય

નહિતર તો ધુળ પડી એ ભણતરમાં આઠે ઉંઠે એટલોજ વળ્યો સમજવું. રામ.

પ્રભુ સેવન ચૂકી પંડિતાઈના પહાડમાં શીર પટકવું એ ઘેલાનુંજ કામ છે. મોટા થવા કરતાં નાના નમ્ર થવામાં મજા છે. મોટા મિથ્યાભિમાની થાય છે, ત્યારે નાનાનું અભિમાન સ્હેજે જ ગળી જાય છે. બાપુ ! પ્રાણી પર દયાવાન થા. દયાવાન ખરો મોટો છે. જે પોતે નમ્ર થઇ નાનો બને છે અને કશી પણ મોટાઇની લાલચ રાખતો નથી તે જ ખરો, તે જ ખરો મહાન છે. રામ.

માટે વ્હાલા ! પ્રભુને પ્રાપ્ત કર, પ્રભુને પ્રાપ્ત કર, અને પ્રાપ્તિના યજ્ઞમાં ઐહિક પદાર્થોને હોમી દે. બાપલા ! ઐહિક તો ઠીક પરંતુ બ્રહ્મલોક લગીના વૈભવો પણ જેને અનુભવ સિદ્ધ વિષ્ટાવત્ લાગે તેજ પ્રભુને

પ્રત્યક્ષ કરવા ભાગ્યશાળી થાય છે, મનની ઇચ્છાઓ બાળી દઇ માત્ર રામ મરજીને અનુસરવું એજ ભકત થવાનું સાધન અને ફળ છે. રામ.

---

## આજ્ઞા ૫ મી.

### તારાં કાર્યમાં વિવેક રાખ.

અતીશય છુટથી બકવામાં આવતી લોક કથણી તરફ કાન દઇ દોરાઇ ન જા, પણ રામ મરજીને આધિન રહી સચેતપણે શાંતિએ સર્વ કાર્યનો વિચાર કર. ભાઇ ! તારી વાત કોઇ કરતું જ નથી; એમ જાણજે. તને જે કોઇ તારી વાત કરતું લાગે છે તે પણ બિચારાં પોતાની જ વાત કરે છે. જેને પોતાની પણ પુરી ખબર નથી, તે તારી વાત જાણે ક્યાંથી ! પણ અફસોસ માત્ર એજ છે કે—

તારી નબળાઈમાં બીજા માટે તું સારો શબ્દ પણ બોલી શકતો નથી અને ઉલટો કોઇને માટે ખરાબ વિચાર બાંધી બેસે છે. કદી શ્વાન તો નિજ સ્વભાવાનુસાર ભસે પણ હાથી કેમ ડાચી નાખે? સર્વ કોઇ પોતપોતાની પ્રકૃતિ અનુરૂપ બોલે પણ તું સમજુ થઇ ખરાબ કેમ વિચારે છે, ખરાબ કેમ બોલે છે, ખરાબ કેમ કરે છે, અને ખરાબ કેમ સાંભળે છે! એતો તારો જ વાંક છે માટે ટેવ સુધાર નિંદા ન કર. રામ.

જે ખરા પરિપૂર્ણ હોય તે તો પોતાને કાને પડે તે બધું સાચું જ છે એમ માની લે નહિ પણ દરેક શબ્દને અનુભવની ચાળણીમાં ચાળીને જ ગ્રહણ કરે છે અને સમજે છે કે— ગાનવ સ્વભાવ જ નિર્બળતાને લીધે મિથ્યા પ્રલાપ રૂપ જલ્પનામાં તત્પર રહે છે અને તે

નિર્બળતા જ મનુષ્યને મોંઢામાંથી સાચું બોલવા કાઢવા દેતી નથી. તે દોષ પ્રકૃતિનો છે, તેમાં તારે સમજુએ નાહક કોઇ જીવને ખરાબ શા માટે ગણવો જોઇએ ? રામ.

કોઈ કાર્ય કરવામાં વગર વિચારે ઉદ્દામ ન થા. અને નાહકની મગરૂરીમાં અકડાઇ ન રાખ. તારી માન્યતા, તારી સમજણ, તારા અનુભવ, પાત્ર પારખ્યા વિના ઝટ બોલી દેવાની ઉતાવળ કરીશ મા, જેવું ઠામ અને જેવડું ઠામ તેટલા જ પ્રમાણમાં તેમાં તારે વસ્તુ નાંખવી. પણ વધુ નાંખીશ તો ઢોળાઇ જશે, બગડી જશે, ઉત્તમ વસ્તુનો ગેરઉપયોગ થશે. જે વાતમાં તને સમજણ ન પડે તેમાં શુદ્ધ અંતઃકરણવાન જે હોય તેની સલાહ લે, પણ જોજે સ્વાર્થીની સલાહ લેવાઇ ન જાય, સ્વાર્થી તારૂં બધું ઉંધુ જ વાળશે. બાપુ ! તારા

સંકલ્પ વિકલ્પોને આધિન ન થતાં સરળ શિખામણ મુજબ ચાલજે. રામ.

ભાઇ! સંત ઉપદેશ આપે એવો સત્ય પંથ પકડજે અને તારૂં જીવન સર્વથા સત્ય માર્ગે જ ગાળજે. જેથી પ્રભુને ઝટ પ્રિય થઇશ, અને એવી રીતે વર્તન રાખતાં સાચી નિપુણતા તારામાં આવી .જશે, અને સર્વ અનુભવ આફરડો તારા અંતઃકરણમાં ઉભરાશે. રામ.

જેટલો તું નમ્ર થઇશ, સાચી દીનતા રાખીશ, અને પ્રભુ ઇચ્છાને આધિન રહેવાનું બળ દાખવીશ, તેટલી તારા કાર્યમાં શ્રેષ્ટતા સહજ આવશે, તેમજ તારા અંતરાત્માની અખંડ શાંતિ અને નિવૃત્તિ–પરાયણતાનો અનુભવ વધુ થશે. રામ.

# આજ્ઞા ૬ ઠ્ઠી.

## શાસ્ત્ર વાંચનમાં વિવેક.

ઘણાં શાસ્ત્રો વાંચજે, પરંતુ ચકડોળે ચડીશ મા, વધુ વાંચવાનું કામ નથી, પરંતુ જેટલું વાંચ. તેમાંથી સત્ય શોધજે, અને નકામા વાણી–વિલાસમાં તણાઇ જઇશ મા. શાસ્ત્રો વાંચતાં વ્હેમે ભરાતો નહિ હો! જે હેતુથી જે બીના–સિદ્ધાંત શાસ્ત્ર બતાવે, તે હેતુ પુર્ણ મનમાં રાખીને વાંચે તેને જ શાસ્ત્ર સાચો લાભ દે છે. ભાઇરે! ધાર્મિક ગ્રંથો વાંચી આત્મ લાભ જ મેળવવાનો છે, એ વાત ખૂબ યાદ રાખજે. વેદાંતાદિ અતિ કઠીન પુસ્તકો જેવા ભાવથી વાંચવામાં પ્રેરાય છે તેવા જ બલ્કે તેથી પણ અધિક ભક્તિરસ ભરપુર ગ્રંથોમાં પણ પ્રીતિ રાખજે. કોઇ ગ્રંથ કોઇ ધુરંધર વિદ્વાનનો રચેલો હોય અને કોઇ

ક્ષુલ્લકનો રચેલો હોય, પણ તારે વિદ્વતા કે ક્ષુલ્લકતા તરફ લક્ષ ન રાખવું, પરંતુ સત્યનો પ્રેમી થઇ સત્ય શોધન અર્થે જ ગ્રંથ વાંચવો. બાપુ! બોધ દેનાર કોણ છે? તે વિચારીશ મા. પણ તેનો બોધ કેવા પ્રકારનો છે તે જોજે. કોઇ ગામ જનાર માણસને રસ્તામાં કોઇ મળે તેને તે ગામનો માર્ગ પૂછે, તેનો જવાબ સાંભળી તે માર્ગે જનારો જાય, પરંતુ જનાર કોઇ માર્ગ બતાવનાર ઢેઢ છે કે બ્રાહ્મણ એ વિચાર કરતો નથી, તેમ રાજા છે કે રંક એ વિચાર પણ કરતો નથી. ગામ જનારને તેની સાથે કશું કામ નથી, તેમજ બોધ લેનારને બોધ સાથે કામ છે, બોધ દેનાર ગમે તે અને ગમે તેવો હોય તેની બોધ લેનારને શી દરકાર છે? બોધક આવે છે અને જાય છે, પણ રામ-રહસ્ય જે અચળ છે તે અચળ જ રહે છે. પ્રભુ તારી સાથે સં-

બંધમાં કયે રૂપે આવે તે કાંઇ નિયમ નથી, કારણ કેઃ—પ્રભુ બહારના ઠાઠનો ભૂખ્યો નથી; તેતો કામ સાથે જ કામ રાખે છે અને તારા સંબંધમાં આવી તને ઉન્નતિ આપવી એજ માત્ર પ્રભુ ચાહે છે. તે ગમે તે દ્વારા તારા સંગમાં આવે માટે ચેતજે, ગાફેલ ન થઇશ. "કો જાને કયા રૂપસેં નારાયણ મિલ જાય" એ રહસ્ય વચન ચુકીશ મા. રામ.

શાસ્ત્રમાં કોઈ કોઇ ભાગ ઉપલક જોઇ જવાનો જ હોય છે અને કોઈ ભાગ ઉંડા રહસ્યોથી ભરપુર હોય છે. જે ઉપલક ભાગમાં જ ઉંડો ઉતરી પડે તે હાથે કરી પોતાની પ્રગતિ અટકાવે છે, એમ ન થવા દેનો હો! તને શાસ્ત્ર-વાંચન—વિચારથી કાંઇ પણ ફાયદો થવાની જીજ્ઞાસા હોય તો ખરા દીન ભાવે, સરળતા વડે ભક્તિ પુરઃસર વાંચવું, પણ નકામા તર્ક-

વિતર્ક ન કરવા. તારી વિદ્વતા-પંડીતાઈ લોકમાં પંકાય એવો આડંબર કરવા ઢોંગ ન કરજે. રામ.

પ્રશ્ન કરવો તે પણ શ્રદ્ધા વડે જ કરવો, પણ પારખું લેવા-હરાવવા-હઠાવવા નકામા સવાલો ન કરવા. શ્રદ્ધા વડે જે પુછ્યું હોય તેનો જે જવાબ જડે તે શાંત મન રાખી સાંભળવો, અને મહાત્માઓ જે જે દૃષ્ટાંત—દાખલા-દલીલો બતાવે તે સાંભળી મનન કરજે. તે બધું કાંઇ તેઓ અકારણ જ બકતા નથી.

---

## આજ્ઞા ૭ મી.

### રાગાદિથી દૂર થા.

પ્રિય બંધુ! તું જાણે છે? ચિત્તની વિકળતા શાથી થાય છે? જ્યારે જ્યારે કોઇ

પણ પ્રાણી કે પદાર્થનો રાગ મનમાં પ્રવેશે ત્યારે ત્યારે જ ચિત્ત વ્યાકુળ થાય છે. મોહ વિના રાગ હોતો જ નથી, એ તો નિશ્ચય છે. જે વસ્તુ જે સ્વરૂપમાં હોય તે સ્વરૂપ ન દેખાડનાર જે ચિત્તની અવસ્થા તે મોહ. એ મોહ સર્વ માનસિક રોગનું મૂળ છે. મોહ મદિરા જેવો છે. મદિરા પીનારમાં જેમ ધડો હોતો નથી તેમ જ મોહવાળાની પણ કઢંગી અવસ્થા જ હોય છે. રામ.

હુંપણાના અભિમાની અને લોભીયાને નિવૃત્તિ—સુખનું સ્થાન પણ આવતું નથી. ભલે દરિદ્ર હોય છતાં પણ અંતઃકરણમાં વિનય રાખનાર જ સુખપૂર્વક રહી શકે છે. બાપુ! મોહ તને કેમ પીડે છે? તેની ખબર છે? તેનું કારણ એજ કે હજુ વાસના જીતાણી નથી. જેની વાસના જીતાણી નથી તેને ક્ષુ-

ાક વસ્તુ પણ ઝટ લોભાવી આધિન કરી લે છે માટે ભાઈ! વાસના જીત. રામ.

જે જીવને લોલુપતા ઝાઝી હોય, પોતાના મન ઉપર કાબુ ન હોય અને તેથી જ નિર્બળતાવાળો હોય, અને ઈંદ્રિય સુખની અભિલાષાવાળો હોય તે ઝટ હરકોઈ ચીજમાં મોહ વડે આંધળો થઈ જાય છે; આ લોકના લૌકિક ભોગ ભોગવવાની લાલચ તેને કદાપિ પણ છુટતી જ નથી. તેને હાશ! કદી થતું જ નથી. એવો જીવ ત્યાગ કશું કરી જ શકતો નથી. ત્યાગતાં દુઃખ લાગે છે, અને જેવું દુઃખ થયું કે ક્રોધરાજની સ્વારી તો આંગણામાં જતાં ઉભી જાણવી. રામ.

કદી ભાગ્ય જોગે આંતર; તૃષ્ણાને લેશ તૃપ્ત કરવા સાધન મળી ગયું તો વળી વધુ માટે તેના દીલને તૃષ્ણાનો કીડો કરડયા જ

કરે છે. વિકારી મનને શાંતિ કદી મળતી જ નથી. સત્યવાત ધ્યાન રાખી સાંભળી લે. સાચી શાંતિ વિકારોને આધિન થવામાં છે જ નહિ, પરંતુ સર્વ વિકારોનો નિરોધ કરવામાં જ અખંડ શાંતિ છે. વીરા! વસમું તો લાગશે, પણ સાચું કહ્યા વિના ચાલે એમ નથી જ. વિષયાંધ–મોહાંધ, લૌકિક પદાર્થોના લાલચુ માટે શાંતિ એવી કોઇ ચીજ વિશ્વમાં નથી, પણ ભકિત સાગરમાં ડુબી મરનારને જ શાંતિ મળે છે. રામ.

---

## આજ્ઞા ૮ મી તથા ૯ મી.

### ફોકટ આશા છોડ, મિથ્યાભિમાન મૂક.

પ્રિયતમ! જાણ કે—ઐહિક કોઇ પણ પ્રાણી પદાર્થમાં જે ભરૂસો રાખે છે, તે મિ-

થ્યાભિમાન અને ફોકટ આશા છે કારણ કે-એ સર્વ તો નાશવંત છે. ત્રાટાં તે ભાર ઝીલે કે ? ના જ. પ્રભુ-પ્રિત્યર્થે જનસેવા કરવામાં લજાવું નહિ. તેમજ જગતમાં કદી દરિદ્રતા વ્યવહાર સાધનમાં હોય તો પણ શરમાવું નહિ. અહંકાર ન કર; પ્રભુમાં વિ-શ્વાસ રાખ. તારાથી શકિત અનુસાર બને તે કર્યા કર. પ્રભુ તારી મદદે ઉભો જ છે. તારા પોતાના જ જ્ઞાન પર વિશ્વાસ ન રાખ. જે પ્રભુ સદા દીનનો બેલી છે, નમ્રને મદદ દેવા ઝટ દોડે છે, તેની કૃપામાં જ શ્રદ્ધાળુ થા, તારૂં કલ્યાણ તેને જ હાથ છે. રામ.

ધન, યૌવન, બળ, કુળ, વિદ્યા, જ્ઞાન, રૂપ પાંડીત્ય, વિદ્વતા ઇત્યાદિ તેમ કુટુંબ-પરિવાર અને મિત્રાદિના ગર્વમાં તણાઈશ મા. પણ બાપલા ! પ્રભુ કે જેની દાતારી જગ-જાહેર

છે અને ભક્તને અદેય જેની પાસે જ નથી, જે પ્રભુ સર્વદા તારૂ કલ્યાણુ જ ચાહે છે, તે પ્રભુના સામર્થ્યમાં જ તેના સર્વ શકિતમાનપણામાં જ મસ્ત રહેજે. રામ,

તન—સૌંદર્યતાને સ્થળે કુરૂપતા આવી પડશે. તારામાં ઉચ્ચ ગુણોની કલ્પનાથી ફુલાઇશ મા. તારાં વાકય—ચાતુર્યથી ગર્વિષ્ટ થઇશ મા. બાપુ ! એમ કરવાથી પ્રભુ ગુસ્સે થાય છે. કારણુ કે એ બધી તારી શકિત જેને તું ગણે છે, તે દેનાર પ્રભુ છે. જે પ્રભુનું દીધેલ છે, તેને તારૂં ગણી અભિમાની થયો તો મરવાનો જ હો. રામ.

કોઇ પણ પ્રાણી પદાર્થથી તું શ્રેષ્ઠ છે, એવી કલ્પના પણ કરીશ મા. કારણુ કે, જગતમાં શેર ઉપર સવા શેર છે જ તે બધું પ્રભુ જાણે છે. માટે જો તારી શ્રેષ્ઠતામાં ત-

ણાયો તો ઝટ પ્રભુની નજરમાં નીચ લેખા-ઇશ. માટે ચેત !

"હું બહુ સારૂં કામ કરૂં છું" એવું પણ માનતો ના હો, કારણ કે, માનવ જા-તિના ન્યાયથી રામનો ન્યાય જુદો જ છે. બાપુ ! જે વાત મનુષ્યોને ગમે છે તેથી રામ ઘણી વાર ખીજતો જણાય છે, કારણ કે—મનુષ્ય પ્રેયને ચાહે છે, અને રામ શ્રેયને ચાહે છે. રામ.

ભાઇ ! ભૂલથી સ્વપ્ને પણ—એવું ન સમજીશ કે "હું તો સદાચરણી છું" કારણ કે તારાથી ઉત્તમોત્તમ ઘણા પડયા છે. "બહુરત્નાવસુંધરા" સમજીશ ત્યારે જ સાચી નમૃતા, વિનય અને દીનતા આવશે, અને સુ-દૃઢતાથી એ સિદ્ધાંત પકડી રાખીશ, તો જ નમૃતા, વિનય, તથા દીન્તાનું સંરક્ષણ કરી

શકીશ. તું બીજાઓથી હલકો ગણા તેમાં તને કશું પણ નુકશાન નથી, પરંતુ બીજાઓથી શ્રેષ્ઠ ગણાવામાં–માનવામાં–કલ્પવામાં પણ મોટી હાણ છે જ. ચેત—રામ.

---

## આજ્ઞા ૧૦ મી.

### અતિ લૌકિક સહવાસ ત્યાગ.

પ્રિય ! આ વિશ્વમાં અનેક પ્રકારના પ્રાણી છે, તેઓની રીતભાત ચાલચલગત અને ટેવો, પ્રકૃતિ અનુસાર વિવિધ છે. માટે તારા આત્માનુભવની ચાવીઓ જ્યાં ત્યાં ખુલ્લી મૂકવાનું વાનર—કાર્ય કરીશ નહિ, અને એવું થવા ન પામે માટે જ્યાં ત્યાં તારે વધુ સંગમાં ન આવવું. પણ યાદ રાખજે કે— એવી ગુહ્યતમ ચાવીઓ ભેળી લઇ ચાલ્યો

જઈશ તો પણ મુક્તિ તો એક બાજુએ રહી, પરંતુ પ્રભુનું અખંડ જ્ઞાન તારી સાથે ચિતામાં બાળવાની શિક્ષા રૂપે બ્રહ્મ–રાક્ષસ થવું પડશે; એટલા માટે જે જે નિપુણ આત્મા હોય, પ્રભુનો ડર રાખતા હોય, તેની આગળ નિઃશંક એવાં ગુઢ તત્ત્વો પ્રકટ કરજે.

યુવાનો અને યુવતીઓ તેમજ અપરિચિત મનુષ્યોના સંગમાં બહુ ન આવવું અને તેઓના સંગમાં ઝાઝો બડબડાટ ન કરવો, કારણ કે એવા યુવકો—અને યુવતીઓનાં ચિત્ત હાલકલોલક હોય છે. તથા અપરિચિતના ચિત્તની ગતિ શું છે તે તું જાણતો નથી. માટે સાવધાન ! રામ.

ધનિકોની ખુશામત તારે ન કરવી, તેના તેજમાં ન અંજાવું, તેમ જ એવાઓની પાસે ચાહીને તારે ઘુસવાનો પ્રયાસ ન કરવો,

જે પુરૂષો સદ્ગુણી હોય, જેનામાં નમ્રતા હોય જેનામાં દીનતા હોય, અને પ્રભુના ભક્ત હોય તેનો સંગ સદા રાખવો, અને એવા ઉત્તમ પુરૂષોના સંગમાં રહી વારતાલાપ પણ એવો કરવો કે–જેથી તને તથા બીજાઓને મહાન ફાયદો મળે. રામ.

ખાસ કરીને સ્ત્રીના પ્રસંગ વર્જવા. સ્ત્રી સંગનું પરિણામ ભયંકર છે. માટે ચેતજે. તથાપિ એટલું પણ સાથે લક્ષમાં રાખજે કે, જે જે સ્ત્રીઓના હ્રદયમાં પ્રભુ–પ્રેમનાં સુચિન્હ પ્રકટ થયાં હોય, જેનામાં પ્રભુ–ભકિત પંથે વળવાનું શૌર્ય જાગૃત થયું હોય, જે સ્ત્રીઓ હ્રદયના આર્ત નાદથી રામને પુકારતી હોય, તેવી સર્વોત્કૃષ્ટ સ્ત્રીઓને બેન ગણી તેઓને સન્માર્ગે વાળવા સતત મથન કરજે, કારણ કે એ સ્ત્રીઓ પણ જો કે વેષ–શરિર સ્ત્રીનું હોવા

છતાં પણ તારા જ આત્માના વિવર્ત રૂપ છે. ભૂલ્યાંને પોતે જાણે છતાં માર્ગ ન બતાવે તે મહા પાપી છે. તોપણ અગ્નિની જ્વાળા છે હો, માટે સાવધાનતા વડે સર્વ કાર્ય કરવાં.

સચેત મરે નહિ. ગુંદાનો સ્પર્શ થતાં હાથ ચીકણા થાય, પરંતુ મુખમાં મેલી ખાતાં જીભ ચીકણી નથી થતી અને જો થાય છે તો સહજ વારમાં સાફ થઇ જાય છે. એવો વિવેક રાખી તારે વર્તવું. ભૂલ ન કરવી. રામ.

ઉત્તમ અધિકાર વાળા યોગ્ય બેનો પ્રભુને માર્ગે વળી મોક્ષ મેળવે અને અખંડાનંદની ભાગીયણ થાય એવી પ્રાર્થના સતત રામ પાસે કર્યા કરજે. રામ

પ્રભુ અને પ્રભુના ફિરસ્તા—ભક્તોના જ સંગમાં આવવા ચાહના કરજે. માનવ પ્રકૃતિ નિકટ ઝાઝું જવામાં માલ નથી.

"अति परिचयादवज्ञा ।
सतत गमनान्निरादरो भवति ॥
मलये भील पुरंध्रि ।
चंदनतरु इंधनं कुरुते. ॥

બાપુ ! ચંદનનાં ઝાડ પણ ઇંધણા રૂપે ભીલડીને હાથે વપરાય છે તેનું કારણ માત્ર અતિ પરિચય વડે ઉત્પન્ન થયેલ અવજ્ઞા જ છે, જેથી સાવધાન. રામ.

કરૂણા, દયા, મૈત્રી, પ્રેમ તથા સર્વ ભૂતો પર દયા રાખજે, પરંતુ અતિ પરિચય નહિ હો. બુડતાને દોરડું નાંખી બચાવવામાં સલામતી છે, પણ તેની સાથે તણૂડવામાં તો તને પણ ભેળો તાણી જાય એવું જોખમ છે. માટે ખબરદાર ? બંદા ! સંપૂર્ણ સામર્થ્ય તારામાં રામકૃપાથી

આવે ત્યારે સુખેથી સાગરને તળીયે ડુબેલાને પણ કાઢવા ડુબકી મારજે, પણ સાધક અવસ્થામાં તો સાવચેત રહેજે. રામ.

કોઇ પણ અજ્ઞાત માણસ માટે કોઇ પ્રસંશા કરે, તેથી તેના પ્રત્યે આપણા મનમાં માનની લાગણી પેદા થાય છે, પરંતુ પરિચયમાં આવતાં ઉલટી ઘૃણા થાય છે; માટે કોઇના કહેવા ઉપરથી દોરાઇ ન જતાં, અનુભવે જ મત બાંધજે. રામ.

ભાઇ ! કેટલીક વખતે એવું બને છે-કે તું તારા પ્રયત્નો વડે બીજાઓને ખુશ કરવા માગે છે, પરંતુ સામા તો નાખુશ થાય છે, માટે પરિચયની પંચાત પરી કરજે, જે ઇચ્છે તેને મળજે; લેજે દેજે, કહેજે, સાંભળજે, પણ ઘુસણીયો થઇશ મા. રામ.



# આજ્ઞા ૧૧ મી.

## હુકમ માનનારો થા. આધિનતા રાખ.

જેમ નોકરીયાત પોતાના ઉપરીની આજ્ઞામાં જ રહે છે અને પોતાના મનની કલ્પના મુજબ દોડતો નથી, તેમ તારે પણ—રામ અને સદ્દગુરૂની આજ્ઞા જ માનવી.

"મન કહે તે મત કર" એ સિદ્ધાંત સાચવજે. રામ—ગુરૂ આજ્ઞામાં કશો પણ વિચાર કરવાનો તને હક નથી. જરા વિચાર કરી માનવામાં પણ પાપ છે. માટે રામ—ગુરૂ આજ્ઞા તો તારા કલ્યાણની જ હોય એમ ગણી તારે વર્ત્તન કરવું. રામ.

સ્વયં શેઠ બનવા કરતાં વાણોતર થવામાં મજા છે, માટે પ્રભુને સ્વામી તરીકે રાખી તારે સર્વદા દાસ—ભાવથી સર્વને પ્રભુરૂપ દેખી સેવા જ કરવી. લોચો પંચભૂતનો હોય

ત્યાં લગી તારાથી પ્રભુ ન થવાય. અંતે તો છે તે છે જ. રામ.

કેટલાક સેવકુકે લાચારીથી બ્હીને આધિન રહે છે, પણ જાણજે કે તે સર્વદા સંતોષથી વેગળા હોય છે અને શોચમાં બૂડેલા હોય છે, માટે તેમ નહિ કરતાં ખરૂં સામર્થ્ય સમજી—સમજણપૂર્વક રામ–પ્રિત્યર્થે આત્માને આંતરઃરાજીપાથી શુદ્ધ મને પરાધિન બનાવી દેજે. એમ કરીશ એટલે તને સ્વતંત્રતાનો પટો મળ્યો જ સમજવો. રામ.

ભાઇ ! ભવાટવીમાં અનંતકાળથી ભટક્યો અને હજુએ કદી અનંતકાળ ભટકીશ, પણ જ્યાં લગી પ્રભુના સ્વામિત્વની શીતળ છાંયા નીચે દાસત્વથી આવીશ નહિ, ત્યાં સુધી તને શાંતિ મળશે નહિ જ. કલ્પના તને

ભટકાવે તેમ ભટકવું નહિં અને દેશકાળ કે વસ્તુના ભેદને લક્ષમાં રાખીશ મા.

બંધુ ! પ્રાણી માત્ર પોતાના જ મનની વૃત્તિ પ્રમાણે કાર્ય કરે છે અને સમ સ્વભાવવાળાં જ ભેળાં મળે છે. પણ તારામાં જો રામ વસ્યો છે, તો તારૂં સર્વ પ્રાણીથી વધુ કર્ત્તવ્ય એ છે કે—તારો આગ્રહ તારે અન્યના કલ્યાણ માટે મૂકી દેવો; એવી રીતે વર્ત્તવામાં તને શાંતિ સાચી મળશે. રામ.

બાપુ ! વિશ્વમાં કોઇ એવો બુદ્ધિવાન નથી કે જે સર્વજ્ઞતાને પામ્યો હોય, કારણ કે સર્વ જ્ઞાતાનો દેશ બુદ્ધિની પાર છે; માટે બુદ્ધિના બળ વડે ઠગાવું નહિ. સર્વજ્ઞતાનો ડોળ ધાલી બીજાની સાચી વાતનો તિરસ્કાર ન કરવો પણ બાળ—મૂરખ—નીચની પણ સત્ય, વાત ગ્રહણ કરવા તત્પર રહેજે. રામ.

પ્રિય ! જ્યાં ત્યાં બોધ દેવાનું જ માથે લઇશ મા. પણ સાંભળવા સદા તૈયાર રહેજે. બોધ દેવા કરતાં સાંભળવામાં બહુ મજા છે, એ અનુભવે જણાશે. રામ.

ભાઇ ! જગતમાં કાંઇ બધાની બધી વાતો ખોટી હોતી નથી, કોઇને કોઈ પણ સત્યનો અંશ હરેક વાતમાં હોય છે, અને તે સત્યાંશને પોતાના મનમાં અંધ થઇ ન પકડવો તે મિથ્યાભિમાન છે–દુરાગ્રહ છે. એવું મિથ્યાભિમાન તથા દુરાગ્રહ તજી તું તો આજ્ઞા ધારક અને આધિન થજે. રામ.

---

## આજ્ઞા ૧૨ મી.

### દળેલું ન દળવું.

ઐહિક કે લૌકિક વિષય–ચર્ચામાં મચતો

ના. માનવ સમૂહના ઘોંઘાટમાંથી બચજે. તે તો દળેલું દળ્યા કરે છે. મુવાને માર્યા કરે છે.

લૌકિક ચર્ચાઓ શુદ્ધ મને કરવાથી પણ સન્માર્ગે વિચરવામાં અંતરાય રૂપ થઇ પડે છે, કારણ કે માનવ પ્રકૃતિ સ્વાભાવિક રીતે જ અભિમાની તો છે.

તેને એવી ચર્ચાથી—અહંભાવનાના વધુ અંકુરો ફુટી નીકળે છે. અને જાળમાં ફસાવું પડે છે. માટે ચેત ! રામ.

ઘણી વખત બની ગયા પછી પરિણામે જોતાં સમજાય છે કે—જન સમૂહમાં ભેળાયા ન હોત તો સારૂં થાત અને મૌન રાખ્યું હોત તો રૂડું થાત પણ એ પાછળનો વિચાર નકામો છે. પ્રથમથી જ ચેતવું એ બુદ્ધિમાનનું કર્તવ્ય છે. રામ.

બાપલા ? વિવાદમાં અને લોકોની

ધમાચકડીમાં ઉતરવાની તને ઉગ્ર ઈચ્છા કાં થાય ?

મૂઢ જાણતો નથી કે કોલાહલને અંતે જ્યારે શાંતિ પ્રસરે ત્યારે જ આનંદ થાયછે. તો પછી પ્રથમથી જ શાંતિ કાં ન રાખવી? રામ.

અતિ વિવાદમાં ઉતરી અન્યને તારા મતમાં મેળવવા પ્રયત્ન કરનાર ઓ ! મૂર્ખ ! વિચાર કર. એમ તારું કોઇ માનનાર નથી. જે પોતે ભૂખ્યો હશે તે જ જમશે. ધરાયેલ જમવાનો નથી, કદી જમશે તો ઓકી કાઢશે, માટે મિથ્યા પ્રયત્ન છોડ. રામ.

મન માનીતા વ્યવહારિક વિષય—અગર તો પ્રતિકૂળ વ્યાવહારિક વિષયોની ચર્ચામાં તને રસ તો બહુ જ પડતો હશે, પણ એવી ટેવ તારી અધોગતિ કરનાર છે. માટે મુક ! રામ.

તારા એવા ચર્ચા કરવાના સ્વભાવથી

ઘણું કરીને ઉંધું જ વળે છે. કોઈ કદાચ તારી લાજે, શરમે તારી એવી કુથલીમાં હાજી હા ! કહે તેમાં તને લાભ શો છે ? એવું આશ્વાસન તારા દૈવી માર્ગમાં મોટી અટકાયત રૂપ—વિઘ્ન રૂપ થાય છે. બચ્ચા ! ચેત ! રામ.

એવી રીતે નિરર્થક જતો કાળ અટકે—એવી પંચાતીમાં પડવા તક જ ન આવે એવી સાચા ભાવે પ્રભુને પ્રાર્થના કર. રામ.

કદી તને બોલવું ઘટીત લાગે તો જે બોલવાથી કહેનાર સાંભળનારને ઇશ્વરી લાભ જડે એવા વિષયો ઉપર જ વિવેચન કરજે. એવું વિવેચન સર્વદા કરવું યોગ્ય અને ફળદ છે.

તારી જીભ તું કહેશે કે—બહુ મથન કરૂં છું છતાં હાથ રહેતી નથી તો તેનું કા-

રણુ જાણુ કે–આજ લગીના ભ્રષ્ટાચાર તથા આત્મ પ્રતિ દુર્લક્ષતા અને પ્રભુ પરત્વે બે પરવાઇ રાખી તેનું જ એ પરિણામ છે. જો સદાચારી થા, આત્મોન્નતિમાં પ્રીતિ રાખ, અને પ્રભુનું આધિનત્વ સ્વીકાર તો એ જીભ-લખુડીનો લખલખાટ હમણાં મટી જાય. સુખે-થી સમાજો ભર, મંડળો જમાવ પરંતુ આ-ત્માના ઉત્કર્ષના હેતુ રૂપ થાય એવાં જ હો. એવાં મંડળમાં પણ ભિન્ન મત તથા ભિન્ન વૃત્તિ અને મતનાં માણસો મળે એના કરતાં એકમત એકવૃત્તિ–એક મનવાળાં મળે તો આત્મોન્નતિ–પ્રભુ—પ્રાપ્તિ સહજ થઇ જાય છે. રામ.



## આજ્ઞા ૧૩ મી.

### શાંતિ રાખી પ્રભુ પ્રતિ પ્રગતિ કર.

અન્યના અભિપ્રાયો અને અન્યનાં કાર્યો તેમ જ જે લોકો સાથે તારે વ્યવહાર પક્ષે કશુંએ લેવા દેવા નથી, તેઓની વાતોમાં નકામું માથું ન ઘાલ, તોજ તારો આત્મા શાંત રહી શકશે.

નકામી ઉપાધીઓ જે પોતાને માથે ઉપાડી લે છે, અને પોતાના હૃદયસ્થ પ્રભુને મૂકી બાહ્ય વિભાગમાં શાંતિ શોધે છે, ભટકે છે, તેને જેમ જળ વલોવનારને માખણ પ્રાપ્તિ થતી નથી, તેમ શાંતિ મળતી જ નથી. ભાઈરે ! જરા સ્વાંતસ્થ હરિને તો સંભાર અને અનુભવી જો કે—શાંતિ કેવી વિસ્તરે છે.

એક વૃત્તિ—એક મન–એક નિષ્ઠાવાન

જ સુખી થાય છે. ઐકય ભાવના જમાવી જો. અને શાંતિ પદ તારૂં જ છે. રામ.

એક ધ્યાન વિના સુખ નથી. મહાત્મા-ઓ એટલા જ માટે એકત્વનો જ બોધ દે છે, અને તે પ્રમાણે પોતે વર્તે પણ છે. લૌકિક વાસનાનો પૂરેપૂરો ત્યાગ કરવા પ્રથ-મ તો મહેનત કરવી જ પડે, પરંતુ પરિણા-મે એનાં અમૃત રૂપ ફળોનો અનુભવ મળે જ. એથી જ હ્રદય પ્રશાંત બને છે, અને સ્થિર નીરમાં જેમ ચંદ્ર—પ્રભા પૂરેપૂરી પડી શકે તેમ જ શાંત હ્રદયમાં આત્મ પ્રતિબિંબ-શુદ્ધતાથી પ્રકાશી શકે એ જ આનંદનું ધામ એજ શાંતિનું ગૃહ. રામ.

માટે ઐકય ભાવમાં વસી ઐકય ભાવે એક જ આત્માનું ચિંતવન કર. બુદ્ધિના બા-હુલ્યમાં અટકી ભટકી ન મર. રામ.

મનોવિકારને આધિન થઈ ભ્રમણામાં ફસી ન જા. ક્ષણિક વિષયો અને ક્ષણભંગુર દેહાદિમાં મોહ ન ધર. તે વિષયક આતુરતા ન વધાર. અટકાવ કર. તારા દુર્ગુણો તું જ સમજ. જો પોતાથી ન સમજાય તો સંતો કહે તે સાંભળી ચેત, પણ ન આવડે અને કહ્યું ન કરે એવાં ચોત્રીશ લક્ષણો થા મા.

વધારેમાં વધારે આત્મોન્નતિની જ્વાળા પ્રકટાવ. દિન પ્રતિદિન જ્વલંત યજ્ઞકુંડમાં ઐહિક આશાઓને હોમી દે નિરૂત્સાહી ન થા. મંદ વિરાગમાં જ પડયા રહેવામાં માલ નથી. રામ.

આશા છોડ, તૃષ્ણા ત્યાગ, મમતા માર, વાસના વિદાર, એ બધું જો સંપૂર્ણ થશે, આકુળ વ્યાકુળ મન સ્થિર થશે તો જ નક્કી દૈવી સુધા-રસાસ્વાદ મળશે આનંદ સિંધુની

લહરીઓ ઉઠશે, અનહદ નાદના ગંભીર ધ્વનિઓ સંભળાશે, સ્વર્ગીય ગાન સુણાશે, અને અમૃતત્વનો અનુભવ થશે.

સૌથી જબર અને સાચું કહું તો જે કાંઇ વિઘ્ન તારા ઉન્નતિક્રમમાં આડું આવે છે તે તારા પોતાના જ મનના વિકાર અને વિષયોની વાસના જ છે.

આસક્તિ છોડી ઉઠ ભેટવાળી–કમર કસી દોડ, પ્રભુ માર્ગમાં અટકાવનાર કોઇ જ નથી.

" **मोकुं रोकनहारा कोन, मगनसें जाउं चली.** " એ મહાત્મા કબીરજીની ઉક્તિ સફળા કર. અનુભવની આંખે દેખ. રામ.

અનેક વિપત્તિ જાળમાં ફસાતાં પણ–તરફડીયાં મારી જાળને વધુને વધુ ગુંચવી નાંખી આપણા હાથ પગ વધુને વધુ આપણે હાથે

જ બાંધીયે છીયે. એમ ન કર, પણ સંકટ-માંથી છુટવાના મહાન પુરૂષોએ બતાવેલ માર્ગે આવી જા. સંકટમાંથી છુટવાનો જે માર્ગ તેજ શાંતિ છે. જાળની જલ્પનામાં જાળ ત્રોડવાની શક્તિ નથી. કોઇ પણ વિષયને આંખ આગળથી દૂર કરવાનો એક જ ઉપાય છે, કે તારા અંતઃકરણમાંથી તેને કાઢી નાખ. મનુષ્ય તરફથી મળતા દિલાસા કરતાં મહાત્મા ઓનો દિલાસો વધુ શોધ, અને બોધ પામી સુખીયો થા. રોગી અવસ્થામાં ધન્વંતરી તજી ઉંટ વૈદને ગોતવા જનાર ગદ્ધો જ ગણાય છે. રામ.

બહાદૂર નરવીરની પેઠે જો તું જીવન સંગ્રામમાં અચળ રહી શકશે તો નક્કી રામ તારી મદદે દોડશે જ. સાનુકૂળ સહાય અવશ્ય મળશે જ. પ્રભુ તને જે જે

દેશ કાળે વસ્તુ સ્થિતિ-ગતિમાં મૂકે છે તે તારા અખંડ કલ્યાણ માટે જ મૂકે છે, તેમાં તારે કર્તવ્ય એટલું જ કે અડગ રહેવું. મ્હારે આવી સહાયતા દેવી; તને વિજય અપાવવો એ પ્રભુનું કામ છે. પ્રભુનાં કામની કલ્પના કરવામાં તારી ફરજ અદા કરવાનું વીસરી જા મા. રામ.

નામર્દ થા મા. હીચકારો ન થા—મર્દ બની જા અને લડ. જીવન સંગ્રામમાં કેડ બાંધી ઘુમ. પ્રભુ તારી પડખે જ વિજય ધ્વજ લઇ ઉભો છે. રામ.

બહારના જ માત્ર છોકરાંની ઢીંગલાંની રમત જેવા આચારોમાં ટાપટીપમાં રહી જા મા. ક્યાંએ કંઠીઓ દેવામાં જ અટકી ન જા. એવા બાહ્યાચારમાં જ તારી ધર્મોન્નતિ-પ્રગતિ સમજતો હોય તો જાણ કે તારૂં

ખીલા ઉપાડ ગયું, ભક્તિની ભવાઇ થઇ ગઈ. હો ગાંડા ! અણસમજુ ! ચેત ! ઢીંગલાં પોતીયાંની રમત મૂક, અને સત્યાશ્રમમાં આવ. હરિને રીઝાવ. નકામાં લફરાં રૂપી ઝાડમાં સમજણ રૂપી કુવાડો મૂળમાં જ ઠોક. જ્ઞાનાગ્નિ એ ઝાડના મૂળમાં જ મૂક. વિશ્રાંતિ પામ. શાંતાત્મા ! તારો સ્વભાવ સ્મરી લે. રામ.

દરરોજ કાંઈ ને કાંઇ પણ ઉન્નતિક્રમમાં આગળ વધવાનાં સાધન કરતાં અંતે પૂર્ણતા પ્રાપ્ત થાય છે. અને મનુષ્યત્વ મળી શકે છે. **"ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય"** એ કવીશ્વર દલપતરામભાઇની ઉક્તિ સત્ય છે, અનુભવે તેને જ માત્ર સમજાય.

અતિ મહાન કાર્યો પણ થોડે થોડે કરતાં સિદ્ધ થઈ જાય છે. આળસુથી કશું થતું નથી અને સત્ય માનજે કે આળસુનું ગામ ફોરશી

લૂંટી જાય છે. કેટલાક માણુસો સાધુ થવા ટાણે ખરા સાધુત્વમાં હોય છે, પરંતુ સાધુ થયા પછી ઉલટા બગડી જાય છે. વેષ પહેરવામાં શરિરને અમુક રીતે શણગારવામાં કાંઇ પણુ હાંસલ નથી જ.

આંતર વેષ પહેરાવ—દીલપર ખાખ ચોળ, મનને જ મુડી નાખ અને બુદ્ધિને જ ભગવાં ધરાવ એટલે થયું. જે દિન પ્રતિદિન વધતી જાય, નૂતનતા મેળવતી જાય તેજ પ્રગતિ અને ઉન્નતિ ગણાય. પણ પાંચ ગાઉ ચાલી છ ગાઉ પાછું વળાય એ તે કાંઇ પ્રગતિ કહેવાય છે ? પકડેલી સત્ય વાત સજ્જડ પકડી રાખી આગળ ધસી જા. હરેક કામમાં જરા મુશ્કેલી તો હોય છે જ પણ તે પ્રારંભમાં જ હો.

જે જન એ પ્રાથમિક ઝપાટો અડગ રહી ખમે તેનાં સર્વ વિઘ્નો પ્રશાંત થાય છે,

અને તેનાં સર્વ કાર્યો બહુ જ સહેલાઇથી-સુખપૂર્વક થઇ જાય છે. પણ પહેલે જ આવતી ઝપટ ઝીલતાં શાંત રહેવું જોઇએ. રામ.

મહાન લાલચનો વિષય છોડવો એ તો મુશ્કેલ છે પરંતુ તે કરતાં પણ સવિશેશ મુશ્કેલી તો મનની દુષ્ટ વૃત્તિઓને રોકવી એમાં જ છે. બાહ્ય વિષયો રોકી મન વડે તેનું ચિંતન કરવું એ તો મિથ્યાચાર ઢોંગ જ છે. પરંતુ ખરૂં રહસ્ય તો મનથી જ મૂકવામાં છે. " મન વડે કર્યું તેજ કર્યું છે શારિર વડે કર્યું તે કર્યું ગણાતું નથી. જે શરિર સ્વપત્નિને આલિંગન દે છે તેજ શરિર પુત્રીને પણ આલિંગન દેછે. " એ મહાત્મા રામ ગુરૂ વશિષ્ટજીનાં વચનનો વિચાર કરી જો. મન પવિત્ર હોય તો શરિરનાં કર્મો તરફ તારે

જોવું જ નહિ. આનું વધુ રહસ્ય સદ્‌ગુરૂથી સમજવું. સામાન્ય જન સમાજ અર્થે આટલુંજ બસ છે. રામ.

ભાઇ ! જો ક્ષુલક ચીજોની આસક્તિ પણ તુંથી નહિ છૂટે તો મહાન વસ્તુઓની લાલચ તારાથી કેમ મૂકાશે ? અને આસક્તિ એજ આત્માનુભવમાં અંતરાય રૂપ છે. કોઈ અભિલાષા ઉઠતી જ ડાંભજે હો. બાવળના અંકુરને ઉગતો જ બાળવો ભલો, નહિ તો મોટો થઇ જશે અને ઘણી શાખાઓ વિસ્તારી ખૂબ કાંટા ખાવાનો લાભ દેશે. તેમ તારી ઇચ્છાઓ પણ ઉગતી જ બાળ, નહિ તો ઇચ્છાઓ કે જે તારા ઘોડા છે તે તારા ઉપર જ ચડી બેસશે માટે ચેત !

શુભ વર્તન રાખ, આત્મ શાંતિ પામ આનંદ લે, અને બીજાને દે. આ વિષે તેં ક્ષણ

પણ કોઇ વખત વિચાર કર્યો છે ? ના. હવે તો કર, ભક્ષા ! જો એ વિચાર કરીશ તો પરિણામે આત્મ-શાંતિ મેળવ્યા વિના તને સૂવું પણ નહિ ગમે અને ખાવું પણ નહિ ભાવે. " ખબરવાળાને ભાઇ, ખાવું ન ભાવે તેણે નિદ્રા ન આવે. " એ સ્વાનુભવનું જ રહસ્ય છે. રામ.

---

## આજ્ઞા ૧૪ મી.

### દુઃખથી થતા લાભ.

કોઈ વાર તને સંકટના સમયો પણ પ્રાપ્ત થતા જ હશે, વિઘ્નો પણ આવતાં જ હશે. પણ બાપુ ! સમજજે કે એ પણ થવું જરૂરનું છે. સંકટ અને વિઘ્નો પણ સારાં છે. એ પણ લાભપ્રદ છે. પણ હાની કરનાર નથી.

જ્યારે સંકટ અને વિઘ્નોનાં વાદળાં આવશે, ત્યારે જ તને અંતઃકરણમાં ઉંડો ઉતરી વિચાર કરવાની તક મળશે; ત્યાં લગી તો બહારના ભભકામાં જ તું ભ્રમણ કર્યા કરીશ. જ્યારે દિલદરિયામાં ડુબકી મારીશ ત્યારે જ તને સમજાશે—જણાશે કે—દિલ દરિયો કે જેમાં ચિંતામણી રૂપ અંતર્યામિ બિરાજે છે તેનાથી તું ભ્રષ્ટ થઇ અત્યાર લગી ઉંઘો આથડતો હતો અને નાહકનો રઝળતો હતો. ઘરમાં ચિંતામણી હાજર છતાં તું કાચના કટકા વીણવા બહાર ભટકતો હતો. સર્વ શાંતિ પ્રદ આત્મારામ સ્વયં બિરાજે છે, છતાં શાંતિ સુખ શોધવા તું અન્ય સ્થળે બાહારનાં પ્રાણી પદાર્થોપર આધાર રાખી ભટકતો હતો અને તારૂં દુખ કોઇ બીજો ટાળી દેશે એવી વ્યર્થ આશામાં રડવડીયાં લેતો હતો. આ સઘળું

આપત્તિ આવ્યા વિના સમજાતું નથી. માટે આપત્તિને તો હજાર વાર વંદન છે. લાખોવાર નિમંત્રણ આજીજી પૂર્વક છે કે— ભલે પધારો તમારા પ્રતાપે હું આત્મમણિ શોધી શકીશ માટે તમે તો પરમ કલ્યાણ કર્તા જ છો. રામ.

ભલે તું સદ્દગુણી હો, શુભેચ્છક હો, ધર્મ પંથે ધસનાર હો, ભક્તિવાન, જ્ઞાન નિધાન હો છતાં પણ દુઃખ વિઘ્નરૂપી મનોવૃત્તિને ધક્કાની તો જરૂર જ છે. વિરોધતાની તો જરૂર જ છે. કષ્ટ તો પડવું જ જોઇએ એ વિના તારો અહંકાર તૂટશે નહિ. બાપુ! કદી અહંકાર તૂટયો હશે તો પણ જો વિઘ્નો વિગેરે નહિ જ આવે તો અહંભાવ સ્ફુરાયમાન થઇ જાય માટે જ પ્રભુ કૃપા કરી પોતાના નિજ ભક્તોને કષ્ટાદિના પ્રસંગો લાવી

જ આપે છે. જેથી ભક્ત સર્વદા નિરમાની રહી શકે છે. એથી કશું નુકશાન તો થતું જ નથી પરંતુ ઉલટો લાભ થાય છે. નમ્રતા પ્રાપ્ત કરવામાં મદદ મળી જાય છે. દીનતા પ્રકટી નીકળે છે. અને મિથ્યાભિમાનીના મહાન દોષમાંથી બચી જવાય છે. જ્યારે કોઇ ઘડો ન કરે ત્યાંરે જ પ્રભુને ત્યાં તારો ઘડો થશે અને વિશ્વમાં જ્યારે સર્વ હડધૂત તને કરશે ત્યારે જ તું પ્રભુનો આશ્રય શોધી શકીશ. કોઇ વિશ્વાસ નહિ કરે ત્યારે જ તું અંતરનો સાક્ષી શોધી શકીશ અને તેનો વિશ્વાસ કરીશ તથા મેળવીશ. હરિ તો અશરણુશરણુ છે નોધારાનો આધાર છે. સર્વ શરણુ અને આધાર ટૂટશે ત્યારે જ હરિના શરણુની અને આધારની મહત્તા તું સમજી શકીશ. રામ.

માટે સર્વાધાર પ્રભુમાં જ વિશ્વાસ રાખ. તેનીજ દરકાર કર. અન્યના આધાર પકડવામાં તારૂં કાંઈ વળવાનું નથી. રામ.

જ્યારે તને નીચ વિચારો ઘેરો ઘાલે, દુઃખના ડુંગર તારા પર ઢળી પડે, લાલચો રૂપી નડતરના ખડકો ઉભા થાય અને સર્વ બાજુથી સંતાપની જ્વાળા લાગી ઉઠે ત્યારે જ પ્રભુની કેટલી ગરજ છે અને પ્રભુ સહાયથી શું હિત થવાનું છે તે તને સમજાશે અને ત્યારે જ તું જાણી શકીશ કે પરમ દયાળુ દેવ વિના તું કાંઈ પણ કરી શકવાનો નથી. આટલા બીચડામાં જયારે તું આવે ત્યારે જ તને પ્રભુ સ્મરણની મીઠાશનો અનુભવ થશે માટે " **दास डरे नहि दुःखथी** " એ સમજી એવું વર્તન કર । રામ.

ઘણા કષ્ટ કાળમાંજ જીવન અકારૂં થાય

છે જીવનની પણ તૃષ્ણા : ત્રૂટવી એ સહજ નથી અને તૃષ્ણા વિદાર્યા વિના મુક્તિ છે જ નહિ. નિજ જનને મુક્તિલાભ દેવાને અર્થે જ રામ રૂડા સંયોગ સંપાદન કરી દે છે. સંસારમાં સંપૂર્ણ નિવૃત્તિ-સુખરૂપ શાંતિ શોધવી એ મરૂ ભૂમિમાં જળ શોધવા સમાન છે, એ સત્ય પણ તને વિટંબણામાં જ સમજાશે. રામ.

---

## આજ્ઞા ૧૫ મી.

### લાલચ લોભ રોક.

પ્રિય પંખી ! આ સંસારરૂપ ઘોર અરણ્યમાં જ્યાં લગી વસવાટ છે ત્યાં લગી કષ્ટ-લોભ-લાલચ મોહાદિ તો નડશે જ. માનવ જીવન એ મોહમયતાનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. એવો સંતોનો સ્વાનુભવી સિદ્ધાંત છે જ

તેથી સર્વદા સાવચેત રહેવાની આજ્ઞા છે કે ચેત ! અચેત બંદા ! ચેત ! માયા જાળમાં ઝડપાઇ ન જતો હો ! રામને સ્મરી પ્રાર્થના કર કે લોભાદિ રૂપ દુષ્ટ પિશાચોથી તને બચાવે, બંધુ ! તું કદાચ ઉંઘે તો ભલે પણ માયા અને તેના પરિવાર રૂપ ભૂતડાં કદાપિ પણ ઉંઘતાં જ નથી માટે જાગૃત શત્રુની સાથે સંગ્રામમાં હોઇએ ત્યાં સુધી ઉંઘવું એ મૂર્ખતા જ છે.

મહાત્મા તુલસીદાસજી પણ કહે છે કે-જગતમાં મોહ રહિત પ્રાણી જ નથી, ગમે તેવો સંપૂર્ણ પવિત્ર જીવન--વ્રતવાળો મનુષ્ય પણ કોઈ કોઈ વખતે મોહાદિની ઝપટમાં આવી જાય છે પણ તદ્દન નિરાળુ તો રહેવાતું જ નથી. માત્ર રામ રાખે તેજ રહે.

ભાઇ ! આવી મોહરૂપ ઉપાધિ હમેશા

દુઃખ રૂપ—નડતર રૂપ જ હોય છે, તોપણ તને તે ધણી વખત ઉપયોગી–લાભદાયક થઇ પડે એમ છે, કારણ કે—એ દ્વારાજ એવી ઝપાટો ખાતાં ખાતાં જ પરમ વિશુદ્ધતા તરફ પુગી જવાય છે, નમ્ર બની જવાય છે, સુશિક્ષિત થઇ જવાય છે, દીનતા બળ વધી જાય છે અને અંતે આનંદ નિધિની સફરો સહેલથી થઇ શકે છે. ભાઇ ! વિચારજે કે—મહાત્માઓને આવા મોહમય ઘોર અંધકારવાળાં ઘાટા જંગલમાંથી જ પોતાનો માર્ગ લેવો પડયો છે અને તેથી તેને મહાન લાભ જ મળ્યો છે. જેણે ઝાડી કાપી નાખી છે કામાદિ ડુંગરા ગીરાવી પાડયા છે અને પ્રભુ ભજનની સડકો બાંધી દીધી છે તે સંતો સુખે વિચર્યા જ છે અને જગત જન અર્થે એ મહાન ઉપકારક કાર્યો કરી ગયા છે જેનો લાભ અદ્યાપિ પર્યંત જન સમૂહ લે છે, રામ,

કોઈ પણ ધર્મ—કોઈ પણ વર્ણ—કોઈ પણ આશ્રમ–કોઈ પણ ધામ એવું નથી કે–જ્યાં માયાનું મંડાણ ન હોય જ્યાં સંતાપો ન જ પ્રવેશી શકે. વિશ્વમાં જ્યા લગી જીવ વસે ત્યાં લગી પૂરેપૂરી રીતે માયાથી રહિત અવસ્થામાં રહે એવી સંભાવના જ નથી, કારણ કે–જીવનું જીવત્વ એ જ માયા છે, એ જ માયાનાં બચ્ચાં રૂપ વાસનાઓ વડે તો જીવ જન્મ ધરી આ ક્ષણિક વિશ્વમાં પ્રવેશે છે. એક આવરણ ગયું અને બીજું આવ્યું જ સમજવું. એવી રેંટમાળ ચાલી જ રહેલ છે અને જ્યાં લગી જીવસત્ર છે, ત્યાં સુધી એ અટકી શકશે જ નહિ, એ દુઃખરૂપ દશા તો જગતમાં રહેવાની જ, કારણ કે–જીવત્વ પ્રાપ્ત કરવું એનો અર્થ એ જ કે–સચ્ચિદાનંદ સ્વરૂપમાંથી ભ્રષ્ટ થવું. રામ.

જેમ જેમ મોહથી આગળ ભાગવા પ્રયત્ન થશે તેમ તેમ વધારે વધારે મોહ નજીક પુગાશે, પણ મોહથી દૂર ભાગવા માત્રથી જ તું એ શત્રુને જીતી શકવાનો નથી. એને જીતવા માટે તો સ્વરૂપની મદદ સાથે નિષ્કેવળ ધીર જ અને સત્ય નમ્રતા–વિનિત ભાવ–દીનતાની જરૂર છે, એટલાં સરલ સાધનથી સજ્જ થવાય તો જ માયા–મોહ રૂપ સર્વ ભયંકર તારા શત્રુથી તું સહજ સબળો થઇ જવાનો. મોહાદિ રૂપ વિષ–વૃક્ષનાં ડાળાં પાંદડાં જ પાડી નાંખવાથી તેનો નાશ થતો જ નથી, પણ ઉલટાં વધુ ફાલે છે, લોભ લાલચો રૂપ કુચાં–અચ્ચાં વધી પડે છે અને તું તેમાં ઘેરાઇ જવાનો અને પહેલાં કરતાં પણ વધુ અધમ અવસ્થામાં જઈ પડવાનો જ માટે મોહ–વિષ–વૃક્ષના તો મૂળમાં જ આગ મૂકવી

જોઈએ. રામ.

બળાત્કારે—જોરાવરીથી કે કરગરણાથી એ દૂર થાય એમ નથી. ધીરો થા, ધીમે ધીમે પ્રભુ કૃપા મેળવ તે દ્વારા દીર્ઘકાળ પ્રયાસ કરવા જેટલી હિમત રાખ, શાંતિ અવલંબન પકડ, અને ખૂબ ખમી ખાવાની ટેવ પાડ એટલે અતિશય સહેલાઇથી મોહાદિકને બાળી શકીશ. જ્યારે મોહરાજ ઘેરો ઘાલે ત્યારે સુલક્ષણા સંતની સલાહ લઇ તે પ્રમાણે વર્તન કર ! રામ.

કોઈ પણ બંધનોમાં બંધાયેલ તારે આશ્રયે આવે તો તારે તેની સાથે કરડાઇથી વર્તવું નહિ. પણ જો તારી જ એવી હાલત થઇ હોય તો જેને આશ્રયે તું જા તેની પાસેથી કેવી વર્ત્તણુકની તું આશા રાખ તેનો વિચાર કરી તારી પાસે આવનારને તારે આશ્વાસન દેવું.

નીચ વાસના ન હોય અને રામમાં શ્રદ્ધા-ની ખામી ન હોય અને મનની અસ્થિરતા ન હોય તો મોહરાજનું શું ગજું છે કે—તારી સામું પણ જોઇ શકે? રામ.

ભાઈ! લાલચો કોને નડે તે ખબર છે કે? સમુદ્રનાં મોજાંના ઝપાટા વધુ ખરાબી સુકાન વગરના વહાણની જ કરી શકે છે અને ખરાબે અથડાવી ભાંગી ભુક્કા કરી નાખે છે, તેમજ પ્રમાદ અને આળસ એજ તારા વ-હાણને ત્રોડનારા છે, એજ તારા મછવાને લાલચોના ખડકમાં—ભાઠામાં ભટકાવી ભાંગી નાખનાર છે માટે ચેત! રામ.

સુવર્ણની કસોટી જેમ પ્રદિપ્ત અગ્નિમાં થાય છે તેમ ધીર વીર—સુદૃઢની કસોટી મો-હાગ્નિમાં થાય છે માટે ડર મા. રામ.

તારી પોતાની શક્તિનું જ ખરૂં ભાન

તને હોતું નથી તે વખતે મોહ ઘેરી તને તારી શી તાકાત છે તે પ્રત્યક્ષ કરાવી દે છે. બહુ તાકાતના મિથ્યાભિમાનમાં તું સડતો હોય ત્યારે તારી નબળાઇ બતાવી તને વધુ બળ મેળવવાની સુચના કરવા જ મોહરાજને માધવ મોકલે છે. રામ.

છતાં સર્વદા સાવધાન ! એ મંત્ર ભૂલીશ મા તેમાં પણ જ્યારે મોહમાયા ઘેરો ઘાલે ત્યારે તો જરૂર ચેત. એ શત્રુ એવો છે કે—એકવાર કિલ્લામાં પેઠો તો કાઢવો મુશ્કેલ છે. માટે પાદરમાં પકડારો સંભળાય કે ઝટ પુગી સમૂળ નાશ કરવો જ. જો એટલી સાવચેતી રાખીશ તો મોહ તને હેરાન નહિ કરી શકે. રામ.

એટલા જ માટે મહાત્મા ભર્તૃહરીએ કહેલ છે કે " **संदीप्ते भवने तु कूप खननं**

प्रत्युद्यमः क्रियताम्ः " ઘર સળગી ઉઠયા પછી કૂવો ખોદવાનો પ્રયત્ન શા કામનો છે. આરંભમાંથી જ દુષ્ટ વાસનાઓને વિદાર નીચ વાસના અતિશય દુષ્ટ છે. પ્રથમ તો માત્ર વિચાર રૂપે સ્ફુરણુ જ મનમાં થાય છે,પછી બળવાન સંકલ્પ જાગે છે પછી દુષ્ટ ક્રિયા થાય છે, અને આખરે મન તે બધું સ્વીકારી લે છે- એવી રીતે આંગળી ઘાલતાં હાથ ઘોંચી દેછે અને મારી પાડે છે. મહા છળનું રૂપ છે. માટે ચેત! રામ.

જો પ્રથમ અવસ્થામાં જ અટકાવ કરીશ તો ઝટ સરલતાથી થશે નહિ તો હળવે હળવે આગળ વાસના ઘસતી જવાની અને હૃદય રૂપી કિલ્લામાં પ્રવેશ કરી દેશે. તેની સામે થવામાં જેટલી ઢીલ કરીશ તેટલો જ નિર્બળ તું થવાનો અને વાસના રૂપ શત્રુ સબળ થ-

વાનો જ. રામ.

કોઇને મહાત્યાગ કરવામાં પ્રારંભમાં માયા બહુ જ લલચાવે છે, કોઇને છેવટમાં લોભાવે છે અને કોઇ કોઇને તો જીંદગી પર્યંત કેડો મુકતી જ નથી. તેમાં જેની જેવી સ્થિતી તે પ્રમાણે વધુ ઓછા પ્રમાણમાં હેરાન થાય છે. કાર્ય કુશળતા– પ્રભુમાં શ્રદ્ધા—અડગતા— વિનય ભાવ અને પ્રભુ પ્રેમ જેમાં વધારે સબળ હોય તેને માયાની વિટંબણા ઓછી વેઠવી પડે છે. નિજ જનના પરમ કલ્યાણનાં સાધન રામ તો રચી આપે છે પણ તું તારી નિર્બળતા વડે જ મરાઇ જા તેમાં રામ શું કરે ? રામ.

માયા વાદળ ચઢી આવે ત્યારે નિરાશ ન થા, પણ તે ટાણે પ્રભુ ભક્તિ સંપૂર્ણ ઉત્તેજીત થઇને કર જેથી રામ તને સર્વ

સંકટોમાંથી ઉદ્ધારવા જેમ ગજ અર્થે પુગ્યો તેમ પુગશે, અનુગ્રહ કરશે જ અને વાદળાં વિખેરી નાખશે. રામ. જ્યારે સપાટામાં સપડાઇ જવાનું હોય ત્યારે જરૂર વિનિત ભાવે રામ સ્મરણ કર કે—જેથી ઝટ પ્રભુ બચાવે. વિનિતને બચાવવાની ધજા ચડાવી બેઠો છે તે રામ ઉતારી શકવાનો નથી. અવશ્ય બચાવી તને ઉન્નતિ દેશે રામ.

વળી સમજજે કે—તને જ્ઞાન કેટલું મળ્યું છે વિજ્ઞાનરૂપ કેટલું થયું છે, તેની કસોટી લોભ લાલચોના પ્રસંગે જ થાય છે. માટે કસોટીમાં પીતળ ન પરખાવતો હો. કંચનરૂપતા બતાવજે. શીરપાવ સાથે જ મળવાનો છે. ગૌરવ વધી પડશે જ—ખુબી ખરેખરી ટાણે સમજાશે જ. રામ.

સાધન ક્રિયાશ્રવાળાને માટે સંપૂર્ણ

ભક્તિમાં લીન ન થયેલ હોય તેને માટે આ બધી ઉપાધીઓ નડતર રૂપ થાય છે. પણ જે સંપૂર્ણ ઉત્સાહથી ભક્તિમાં તત્પર-તદ્રૂપ અને તલ્લીન છે તેને કશું નડતું જ નથી. ચિત્રકુટમાંથી જનકપુર અને અયોધ્યા વાસીઓને નસાડવા દેવતાઓએ માયા ફેંકી પણ જે જેવાં હતાં તેને તેટલી લાગી પરંતુ ભરત-જનક–ગુરૂ–સંતો એને સચેત જ મૂકી દીધા અર્થાત સ્પર્શ કરી જ ન શકી. રામ.

છતાં પણ કદી આપત્તિ નડે તો તે ટાણે જે ધૈર્યતાથી વર્તે તે નક્કી પ્રભુના અનુગ્રહનું ઉત્તમ પાત્ર બને છે. રામ.

રામ એવો દયાળુ છે કે–ઘણી વખત–ઘણાઓને તો વધુ માયાના ઝપાટા પડવા જ દેતો નથી, પણ નાની નાની નડતરોમાંથી ચેતવાનો પ્રસંગ આપે છે અને સમજાવે છે

કે—બાપુ ! જો તું આવા ક્ષુલ્લક સપાટા પણ સહન કરી શકતો નથી તો જબરા તો નહિ જ ખમાશે માટે ઝટ દીન થા—નમ્રતા રાખ—વિનય વડે વર્તન સુધારી શાંતિથી શુદ્ધ વર્તન ચલાવ. રામ.

---

## આજ્ઞા ૧૬ મી.

### અવિચારી સિદ્ધાંતો છોડ.

આત્મ દૃષ્ટિ જ રાખ. આત્માભિમુખ થા. બીજાના કામો જોવા ન દોડ—અન્યનાં કાર્યોના નિર્ણય તારે શા માટે કરવા જોઇએ? બીજાઓ સંબંધી વગર સમજે ફોકટ અ-ભિપ્રાયો ન બાંધ. મિથ્યા ભ્રમણામાં ન પડ. ભૂલ ન ખા. પાપમાં ન પેસ. તારૂં જ તળ તપાસ, આત્મનિરીક્ષણ કર, એમ કરવાથી તારી

મહેનત ઝટ સફળ થશે તારા મનની માન્યતા મુજબ બીજાં પ્રાણી પદાર્થો વિષે મત ન બાંધ. મનની માન્યતા જ તને ભુલાવો ખવરાવશે અને સત્ય નહિ સમજાય પણ ઉલટો ઘુંચવાઇશ માટે ચેત ! રામ.

વિષયમાં અંધ થયેલું મન અતિશય ભ્રમિત હોય છે અને ભ્રમિત હોય તેના નિર્ણય સાચા કયાંથી હોય માટે સર્વદા શુદ્ધ મન રાખી રામ મેળવવા યત્નશીલ થા એટલે મનની પ્રતિકૂળતા ઝટ ભાગી જશે અને સાનુકૂળતા પ્રાપ્ત થશે જ. રામ.

અશુદ્ધ મનમાં અનંત વાસના ગુપ્ત પણે પડેલી હોય છે. અને તેની મદદમાં બહારથી બીજી આવી પુગે છે અને પોતાની સારી જમાવટ કરી તને પછાડે છે. ચેત ! વાસનામય મનનો નાચ તું સમજતો નથી. ઘણી વખત નિસ્પૃ-

હતા બતાવી અંદરખાને અત્યંત સ્પૃહાવાન રહી તને ઉંધ માર્ગે દોરી જાય છે, તેનું તને ભાન પણ રહેતું નથી. એવાં મનની અવસ્થા બતાવું ? જરા ધ્યાન રાખી સાંભળ. એવા મનને જ્યાં લગી તેનું ગમતું થાય ત્યાં લગી જ આનંદમાં રહે છે, પરંતુ જરા પણ પ્રતિકૂળતા પ્રાપ્ત થાય તો ઝટ વટકી જાય છે, અને સાનુકૂળનું પ્રતિકૂળ બની જાય છે. એ લક્ષણ લક્ષમાં રાખ અને સદ્‌વિચાર તથા સદ્‌વર્તન રૂપી શસ્ત્ર પકડી એ મનને માર. રામ.

મનના તરંગીપણાથી વિચારના વૈચિત્ર્યથી મતાંતરોથી–કુટુંબ–ન્યાત–જાત–મિત્રો–ધાર્મિક જનો–જ્ઞાનીઓ–યોગીઓ અને કાચા ભક્તોમાં અરસપરસ કલહ ઉપસ્થિત થાય છે રૂઢીબળ જબરૂં છે—એ લશ્કર ઓછું નથી. ઘણા વખતથી મજબુત પકડાઇ ગયેલ પો-

તાની માન્યતા કોઈ મૂકતું નથી. શાસ્ત્રો—સંતો ભલે રાડો પાડી મરે " તુમ બકતે જાઓ ઇધર સુનતે કોન હે " એવું ચાલી રહ્યું છે પણ ભાઇ ! તું તેવો ન થા તો સારૂં. રામ તને સદ્‌બુદ્ધિ આપે અને મારી વિનંતી આજીજી આ કરગરણું માન તો મારા પર જ મહાન ઉપકાર થયો સમજીશ. તારૂં કલ્યાણ થાઓ. રામ.

આપલા ! જેવાં સદ્‌વર્તનથી તું પ્રભુ સમીપ પુગી શકે તેવાને લાત મારી મનની મુર્ખાઇથી પ્રભુ આજ્ઞા રૂપ સદ્‌વર્તનને આચરન નહિ થા, અને તારા ઉદ્યમ–પ્રયત્નો અને મનની કલ્પનાઓ પ્રમાણે ધસડાઇ જઇશ તો સાચી ભક્તિ કે સાચા જ્ઞાનથી તું કરોડો યોજન દૂર રહી જઇશ હો. પ્રભુની ઇચ્છા શું છે તે તું જાણે છે ? પ્રભુ તો આજ્ઞા કરે

છે. મેઘ ગંભીર નાદે ગર્જના કરી કહે છે કે "सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज बस एटलुं ज के संपूर्ण सर्व भावथी रामने शरणे थई जा तेम करीश तो प्रभु प्रेमथी उत्तेजित बनीश अने मानव मननी सांकडी शेरीनी क्षुद्र मर्यादा झट वटावी जईश अने त्यारे ज प्रभुनी प्रभुतानो लाभ लेवा पात्रता तारामां आवशे. राम रहस्यनो स्वानुभवी स्वाद चोखी त्यारे ज आनंदीत बनी शकीश, स्वयं अखंडानंद निधिनी लहरि रूपे विचरी शकीश अने त्यारेज स्वयमात्म मणिनी झलक तल्लीनतामां भाळी शकीश. राम.



# આજ્ઞા ૧૭ મી.

## સદ્ગુરૂનું અનન્ય શરણ પકડ.

જે સદ્ગુરૂ બ્રહ્માનંદના નિધિ છે, પરમ સુખના દેનાર છે, માત્ર જ્ઞાન સ્વરૂપ જ છે, દ્વંદ્વોથી પર છે, આકાશની પેઠે વ્યાપક રૂપ છે, **तत्त्वमसि** બોધનું સાક્ષાત રૂપ છે, એક નિત્ય–નિર્મળ–અચળ–સાક્ષીરૂપ ત્રિગુણ રહિત છે તેને નમસ્કાર કર. દુઃખ–દરિદ્રતા–ભય–શોકના વિનાશ કરનારને નમસ્કાર કર.

ગુરૂ–પાદ–પ્રસાદથી સ્વયમેવ જ્ઞાન–ભક્તિ ઉદય થશે જ. બ્રહ્મા–વિષ્ણુ—મહેશથી પણ પરસ્વરૂપ ગુરૂનું છે. સર્વના આદિ કારણ હોવાથી જે અનાદિ મૂળસ્વરૂપ છે અને શિવ કલ્યાણકર્તા હોવાથી સર્વદા શંકર સ્વરૂપ છે. રામ કહે છે કે–"મારાથી પણ ગુરૂને વધુ સમ-

જવા " અજ્ઞાનરૂપ હૃદય નેત્રમાં તિમિર રોગ થયો છે તેને સદ્‌ગુરૂ વૈદરાજ જ્ઞાન શલાકાનાં અંજન વડે ઝટ મટાડી દેનાર છે સચ્ચિદાનંદઘન સ્વરૂપનું પ્રત્યક્ષ સ્વાનુભવે ભાન કરાવનાર સદ્‌ગુરૂ દેવ છે જેના પદપંકજ પ્રસાદ વડે શ્રુતિત્તત્વ કરતલગત થાય છે એવા અને જ્ઞાન શકિતરૂપ અશ્વ પર ચડેલા તત્વ શૃતિત્વમાળાઓ રૂપ આભૂષણો વાળા અને ભુક્તિ–મુક્તિ ભકિતની દાતો દેનારા સદ્‌ગુરૂ દેવને સાષ્ટાંગ અનન્ય—અભેદ ભાવે પ્રણામ છે. રામ.

અનેક જન્મનાં કર્મ બંધનોને બાળી દેનાર આત્મજ્ઞાનાગ્નિ પ્રકટાવનાર ભવસિંધુ શોષનાર–જ્ઞાન સંપત્તિની બક્ષીશ કરનાર ગુરૂથી અધિક તત્વ નથી, ગુરૂથી શ્રેષ્ઠ દેવ નથી. સદ્‌ગુરૂ દેવ સર્વત્ર વિજય પામે છે. ગુરૂથી ઉત્તમ

જ્ઞાન નથી, ગુરૂથી જબરૂં તપ કે યોગ નથી. તે સદ્ગુરૂ દેવને લક્ષાવધિ નમસ્કાર હો ગુરૂ મુર્તિ જ ધ્યાન યોગ્ય છે, ગુરૂ–પદ પૂજવા યોગ્ય છે, ગુરૂવાકય જ મંત્ર રૂપ છે અને ગુરૂ કૃપા જ મોક્ષનુ પણ મૂળછે. એવા સદ્ગુરૂ દેવના વચનામૃતો જે તાત્કાળ વગર વિચારે પી જાય–તેજ સદ્ભાગી છે. " ગોવિંદ કે કીયે જીવ પરત ભવસાગરમેં ગુરૂ ઉપદેશ તેં છુટે દંદ ફંદ તેં "

એ મહાત્મા સુંદરદાસજી સત્ય જ કહે છે પરંતુ એ વાકય વાંચનાર સાંભળનાર ઘણા છે કરનાર કોઇ વિરલ નર છે. બાપુ ! મારી આજ્ઞા છે કે—તું તો કરનારો જ થા પ્રભુ તારી પાસે જ છે. રામ હૃદયમાં જ રમે છે. ગુરૂ–કૃપાથી શું અસંભવ છે ! હરિ હરિ! હવે તો બસ ભાઇ ! રામ.

# આજ્ઞા ૧૮ મી.

## ભક્તિ ફાકી ફાક.

સદ્‌ગુરૂ વૈદ વચનમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી વિષય આશા તજવા રૂપ કરી પોળી, રામ ભક્તિરૂપ-સંજીવન-ચૂર્ણ,—સત્વગુણી શુદ્ધતર શ્રદ્ધારૂપ અનુપાન, સહિત ફાકવા માંડ. કૃતાર્થ થા. અંતિમ ઈલાજ એજ છે. ભક્તિનાં ગૂઢ રહસ્ય સદ્‌ગુરૂ કહે તેજ ખરાં. સામાન્ય ભક્તિ તો વિશ્વ બધું જાણે છે માટે આ સ્થળે એ વર્ણન કરવા જરૂર નથી. સીતારામ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાંતિઃ

